૫૭૩૨

## પ્રસ્તાવના.

આ ગ્રંથ જે સ્ત્રીઓ એક મહિના પર્યંત વાંચશે તે પતિવ્રતા થશે એ નિશ્ચય છે; જો કદાપિ તેના સંસ્કાર ન સુધરે તો આ પુસ્તકનાં લીધેલા પૈશા પાછા આપીશું તેમજ ભૂત પિશાચ અને સર્વ જાતના વહેમનો ભય નહિ રહે તથા સર્વ વાતે નિર્ભય બની સ્વધર્મનું તેને સાક્ષાત દર્શન થશે.

છેવટ જણાવવાનું કે જે જે બાબતો આ ગ્રંથના ઉત્તરાર્ધમાં સમાવી છે તેને માટે જો કોઇને પણ પૂછવા જેવું લાગેતો મને લખી જણાવવાથી તેનો ખુલાસો આપવામાં આવશે અને કોઈ રોગ ઉપર વધારે સલાહ સાથે સૂચના પણ કરવામાં આવશે. વળી તૈયાર દવાઓ પણ દરેક રોગને માટે મારે ત્યાંથી મળી શકશે.

આ ગ્રંથ રાગદ્વેષની પ્રબળતાથી કોઇને અર્પણ થઇ શકતો નથી. કોઈ દેશદાઝવાળા વિર પુરૂષ, આપણી આર્યાવર્ત્તની ઝાંખમારતી કાન્તીને પોતાના પુનઃ સત્તેજ સ્વરૂપમાં લાવવા અને આધુનિક લજ્જીત સમયમાં સ્ત્રી ધર્મનો પ્રચાર કરવાને ઉત્સાહી થશે તો તેને આ પુસ્તક અર્પણ કરવામાં વાંધો નથી પરંતુ આ ગ્રંથ ફક્ત પરોપકારાર્થેજ કરવામાં આવ્યો છે.

જો કોઈ સુશિક્ષિત, અને સ્વધર્માભિમાની આર્યમહિલા, પોતાની, આર્યબ્હેનોને સ્વધર્માનુસાર વિચરાવવા ધારી અનાચારી અધ્રમય કર્મથી મુક્ત કરાવી, લય થયેલ સતી મંડળને પુનઃ જન્મ આપી પુર્વેની આર્ય મહીલાઓ જેવી કે, સ્ત્રીના દયમંતી, અને સુલોચનાના ગુણાનુવાદને સ્મૃતી કરાવે તેવાં સદાચરણથી લુપ્ત થઇ ગયેલ નીતિ અને રીતીને પ્રદર્શિત કરી સતી એવું મહત્તાવાળું પણ હાલમાં નાશ પામેલું નામ પુનઃધારણ કરાવવાની અંતઃકરણથી ઉત્કંઠા રાખી આ પુસ્તકની બે ચાર ...

છપાવી ધર્માર્થે દાન કરવા ધારશે તો તેની ઉત્કંઠા કુંઠિત કરાવવાને અમે કદી પણ ઉચિત ધારવાનાજ નહીં પણ તેને સહસ્ત્ર ધન્યવાદની સાથ તેટલાં પુસ્તક છપાવવા હક આપી અમારી ફરજ અદા કરીશું.

પંડીત વૈજનાથ અવધવાસી.



## પતિવ્રતાનો ભાવ.

### "વર્ષા રૂતુ."

### ગરબી.

( અમે ઇશ્વર માગીએ એટલું એ રાહ )

સુણો પ્રીતે પ્રિતમ એક વિનતી,
કહું મનમાં ધરી ઉછરંગ, સુંદર વર સોહામણા
આવી વર્ષા રૂતુ રમણિક આ,
ઘન ઘટા વિચિત્ર બ રંગ. સુંદર વર સોહામણા.
મેઘ ઇંદ્ર ધનુ લેઈ આવીયો,
પ્રિયા વિજળી છે જેની પાસ. સુંદર વર સોહામણા.
ધમકે વ્રજનોબત જે ઘડી,
દમકે પ્રિયા દામની ખાસ. સુંદર વર સોહામણા.
ચમકે ચિત્ત ચપળા ભામની,
કરે તર્ક સુતર્ક અપાર. સુંદર વર સોહામણા.
જેમ મેઘ સંગે શોભે વિજળી,
તેમ હું તમ સંગ આવાર. સુંદર વર સોહામણા.
શોર મોર દાદુર સારસ તણા,
રટે બપૈયા પીયુ રટણ. સુંદર વર સોહામણા.

તેમ સુશિલ સ્ત્રી એક ચિતથી.
કરે નિજ પતિનું સ્મરણ, સુંદર વર સોહામણા.
પતિ એજ સ્ત્રીના પ્રભુ હું ગણું,
ખટ શાસ્ત્રથી જાણું છું મર્મ. સુંદર વર સોહામણા.
સ્ત્રીએ પતિ શેવા નિશંકથી,
કરવી એ નિરંતર ધર્મ. સુંદર વર સોહામણા.
ખીલ્યાં પુષ્પ ગુલ્દાઉદી મોગરો,
જાઇ ચંપો ચંબેલી ગુલાબ. ' સુંદર વર સોહામણા.
તેના હાર ગુંથંન પ્રિતથી કરૂં,
પતિ શેવાનો લેવા લાભ. સુંદર વર સોહામણા.
લાવું અબીર અત્તરને અરગજા,
ચુવા, ચંદન કસ્તુરી સાથ, સુંદદ વર સોહામણા.
કરૂં પુજન પ્રેમે પ્રભુ તણું.
મારા સ્વામિ પ્રભુ સાક્ષાત, સુંદર વર સોહામણા.
અન્ય દેવ પતિ વિણ જે ગણે,
તેવી ઢોંગી સ્ત્રીને ધિકકાર. સુંદર વર સોહામણા.
કૈક કુલટા કુછંદમાં પરવરે,
સત્ કોટી તેને ફિટકાર. સુંદર વર સોહામણા.
નિચ જાય મંદિર અપાસરે,
શિખે ત્યાંથી સદા દુરાચાર. સુંદર વર સોહામણા.
સ્ત્રીના ભોગી રોગી જોગી જોગટા.
બહુ ભર્ષ્ટા સાથે રમે જાર. સુંદર વર સોહામણા.
કૈક સ્વામિ સેવડા જતી ગોરજી,
કેરી પુજા કરે નિચનાર. સુંદર વર સોહામણા.
કૈક ધર્મ સંપ્રદાયના ગુરૂ,
પગ ચંપી કરાવે તે વાર. સુંદર વર સોહામણા.
ગર્ભપાત કરાવે તે દાંભિકો,
સ્ત્રીઓ આરોપે પુષ્પના હાર. સુંદર વર સોહામણા.

એવા કામી, સ્વામિ, મહારાજને,
શોભે પુજા સાટે પ્રહાર. સુંદર વર સોહમણા.
જેનાં ભગવાં તે ખડ ખડ બોલતાં,
પગે ચાંખડીનો ચટકાર. સુંદર વર સોહામણા.
જેમ નટ રંગભૂમીમાં નાચતો,
તેવી ચાલવાળા નિરધાર. સુંદર વર સોહામણા.
એવા દંડ ધારી કાન ફાટલા,
જટા વાળા લગોટા મસ્તાન. સુંદર વર સોહામણા.
હેતુ સાધવા પ્રપંચ તે કરે,
ભરમાય સ્ત્રીયો નાદાન. સુંદર વર સોહામણા.
કહે દીન દાસી મહાદેઈ આપની,
પતિસેવા ઉતારે ભવ પાર. સુંદર વર સોહામણા.
દ્રઢ મનથી પતિ સેવા હું કરૂં,
સુખ સ્વર્ગનું એ નિરધાર. સુંદર વર સોહામણા.
વૈકુંઠના વિલાસ પામશો,
જગમાં બહેનો આવાર. સુંદર વર સોહામણા.
નારી જાતી સહુ ચિત્તમાં ધરો,
થજો સર્વ પતિવ્રતા નાર. સુંદર વર સોહામણા.



॥ઓ૩મ.॥

અથ.

# સ્ત્રીભૂષણ.

## સૂચના.

હે સર્વ શક્તિમાન પરમાત્મા અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, ન્યાયકારી અને દયાળુ તારી ઉદારતાથી આ વખત હું એવી આશા રાખું છું કે આ સ્ત્રી ભૂષણ ગ્રંથ નિર્વીધ્નેસંપૂર્ણ થઇને અમારી સર્વ આર્ય બેહેનોને ઉપયોગી થાય, અને તેઓએ અંધકાર રૂપી સાગરમાંથી મુક્તથઈ વિદ્યારૂપી પ્રકાશમાં આનંદ પામી વિચરવા લાગે તેવી મારી પ્રાર્થનાછે.

અસ્તુ.

આજ કાલ આપણા આર્યાવૃતમાંની અર્ધાંગનાઓ (સ્ત્રીઓ) અત્યંત મુર્ખાઇના પ્રતાપે કરી, ધર્મ કર્મની ભ્રષ્ટતાને પાત્ર થઇ પતિવ્રત હીન થઇ પોતાનો જન્મ મિથ્યા સુખ સાગરમાં વ્યર્થ ગુમાવેછે. અને તેમજ અમારા આર્ય બાંધવો કાંઇ પણ તે તરફ લક્ષ આપતા નથી. જો કે અત્રે [illegible]

રચના તથા ઉપદેશોના પ્રહાર તો થાય છે. પણ આ દુહિતા દુઃખ નિવાર્ણાર્થે કિંવા સુપુત્ર જનની ઉતપાતકોને માટે, કાંઇ પણ કોશીસ કરવામાં આવતી નથી. આ વાત કેળવણીકારોને કલંક લગાવનારી અથવા સામાજીક લોકોને દોષિત ઠરાવનારી છેજ. કેમકે અર્ધાંગનાઓનો અર્ધ ભાગ સૃષ્ટિના મુખ્ય ભાગમાં છે તો કેવળ પુરૂષ ઉન્નતિથીજ આદેશની ઉન્નતિ સંભવે એમ હું માનતો નથી માટે આ વાર્તારૂપી પુસ્તક આપણી તમામ આર્ય બહેનોની સેવામાં મુકી અને તેવીજ રીતે સર્વ બાન્ધવો પ્રત્યે સવીનય પૂર્વક આશા રાખું છું કે અમારા પ્રયાસને સાફલ્ય કરી પોતપોતાનો જન્મ સુધારવા માટે પ્રયત્ન કરશે.

આ ગ્રથના ઉત્તાર્ધ ભાગમાં પાક શાસ્ત્રનો વિધાન તથા પોતપોતાના શરીર અને મર્યાદાના રક્ષણ કે જે પોતેજ સ્ત્રીઓ કરી શકે અને તેમજ બાળકોની ઉત્તમ રીતીથી પાલન કરી તેમને ઉત્તમ શીક્ષા પણ આપી શકે તેના ઉપાયો યોજવામાં આવ્યા છેઃ—

अवधवासी पंडित बैजनाथ.



# સ્ત્રી ભૂષણ.

એક મહાદેઈ નામની પતિવ્રતા સ્ત્રી કે જેનુ જીવનચરિત્ર આગળ છાપવામાં આવશે. તેની પાસે એક દીવસે એક કુખસ્ત્રી ચંચળબાઈ નામે કોઇ સબબ કાર્ય પ્રસંગે લઇ આવી હતીને વખતે મહાદેઇ પતિવ્રતા સ્ત્રી પાસે પોતાનું દુઃખ કે જેને તેનો પતિ દુઃખ આપતો હતો. એ બાબત ચર્ચા ચલાવી ને જે ઉતમ બોધ ગ્રહણ કર્યો હતો અને તેથી તેની આત્માને શાન્તિ પણ થઇ હતી તેજ આ પુસ્તકમાં લખવામાં આવેછે. ચંચળબાઈ પુછે છે અને મહાદેઇ બોધાર્થ ઉતર આપે છે.

ચંચળબાઇ—મારૂં દુઃખ કેમ નિવર્તે નથી થતું ?

મહાદેઇ—આ વાત સાંભળીને પોતાના નેત્રમાં ઝળઝળીઆં લાવીને કહેવા લાગી કે, અરે, મારી વહાલી બેહેન તને શું કહું મારા જોવામાં આવેછે કે મારી હજારો લાખો બેહેનો અવિદ્યારૂપી સાગરમાં ડુબી પોત પોતાના પતિવ્રત ધર્મ મુકી, અનેક પ્રકારના પાખંડી જાળોમાં ફસી અને રંડાપા અને વાંઝણી આદિના કલંકો માથા ઉપર મુકટરૂપી ધારણ કરી પોતે પોતાના મનમા હર્ષ માની પોતાનો જન્મારો વ્યર્થ ગાળે છે તેનું કારણ અવિદ્યા અને અવિવેક છે. જ્યાં સુધી વિદ્યાદેવીએ પોતાનો પેસારો આપણી બેહેનોમાં કરેલો નથી ત્યાં સુધી આપણું દુઃખ અને કલેશ નિવર્ત્ત કેવી રીતે થશે. તે હુ કહી શકતી નથી.

ચંચળબાઇ—હાય હાય ! બેહેન આપણી સ્ત્રીઓથી વિદ્યા ભણાય શું ?

મહાદેઇ—અરે બેન તને તો કાંઇ સમજણ પડતી નથી અને મહા મુર્ખાઇની વાતો કરે છે. કારણ કે આપણે જ્યાં સુધી વિદ્યા ભણીશું નહીં ત્યાં સુધી આપણો કર્તવ્ય તથા આપણો જન્મ સાફલ્ય શી રીતે કરીશું. ઇશ્વરે તો આપણે માટે વિદ્યા ભણવાનો હક તો આપેલ છે? કારણ કે જ્યારે ઉંડાં વિચારથી જોઇએ છીએ કે ઇશ્વરી નિયમાનુસાર સ્ત્રીઓ પુરૂષ કરતાં કાંઇ કમ જણાતી નથી જેવી રીતે પરમાત્માએ બન્ને નેત્રો આપણને આપેલ છે તેવી રીતે પુરૂષોને પણ એજ નેત્રો આપેલ છે. અને જેમ. ભૂખ તરશ આપણને દુઃખ આપે છે તેવીજ રીતે પુરૂષોને પણ સહન કરવું પડે છે. જેવી રીતે આપણી ઉત્પત્તિ છે તેવી રીતે પુરૂષોની પણ જોવામાં આવે છે; જન્મથી મરણ પર્યંત સર્વ ઇશ્વરી નિયમમાં સ્ત્રી પુરૂષો સરખા જોવામાં આવે છે. હવે આપણે કદાપી એમ ધારીએ કે સ્ત્રીઓને વિદ્યા ગ્રહણ કરવાનો. અધિકાર નથી તો વિદ્યા વિના જ્ઞાન નહીં અને જ્ઞાન વિના મુક્તિ નહીં.

ચંચલબાઇ—નાના, બેહેન અમે તો અનેક સાધુ સંતોના મુખથી અને તેમજ આપણી ઘરડી રાંડેલી સાસુથી પણ એમજ સાંભળીએ છીએ કે શાસ્ત્રોમાં સ્ત્રીઓને વિદ્યા ભણવાનો અધિકાર નથી.

**મહાદેઈ**—હા, અરે મહારી વહાલી બેન, આપણુ ન ભણવાનું કારણુ તો એજ છે કે "જો તે લોકોના ઉપદેશ આપણે વિચાર પૂર્વક ધારણ કરતા હોતતો, અગર તે લોકના ચરિત્રો સમજવાની આપણામાં શકતી હોત તો આપણી આવી દુર્દશા કેમ થાત? અને ગોરજી સાધુ, સંતાદિનો મુખ્ય હેતુ એજ છે કે આ લોકો ન પઢે તો ઘણુજ સારૂં. કારણુ કે જ્યારે આપણુ લોકો વિદ્યા ભણીશું તો તેઓની મરજી અનુસાર આપણે કેમ વરતીશુ? અને તે લોકો પણુ એમ સમજે છે કે ભણેલી સ્ત્રીઓ પોતાનો અમુલ્ય પતિવ્રતાનો ધર્મ છોડી અમારા પાસે કેમ આવશે. અને અમારી પ્રપંચી અને આંટી ઘુંટીવાળી કથાઓની પાખંડી જાળમાં કેમ ફસાઇ સકશે. વળી અમારી ઘરડી સાસુ તથા મૂર્ખ માતા આદિ પણુ પોતાના જેવી બનાવવા માટે આપણુને ભણુવા દેતાં નથી. અને એમ પણુ સમજે છે કે છોડીઓ ભણુશે ત્યારે આપણા ઘરના કામ કાજ કોણુ કરશે. અને જેવી રીતે તે લોકો પોતાનો જન્મ વ્યર્થ ગુમાવી, સાધુ, સંત, દર્શન મેળા આદિ કરી પતિવ્રત ધર્મ મુકી પોતાના દહાડા નિર્ગમન કરે છે. તેમજ અમને પણ શિખામણુ આપી તેજ રસ્તે લઈ જાય છે. અને ઉતમ શિખામણુ તે લોકો ક્યાંથી લાવે?

**ચંચલબાઈ**—હાય, બેહન આ શું કહો છો અમારા ગુરૂજી પણુ અમને વખ્તો વખ્ત એમજ કહે છે કે સ્ત્રીઓને ભણુવું નહી જોઇએ.

મહાદેઈ—પ્યારી બેહેન, તમે જરા નેત્ર ઉઘાડી બુધ્ધિથી વિચારો તો ખરાં હાલના ગુરૂજીઓ પણ પોતાનો મતલબ જુવે છે કારણ કે જ્યારે સ્ત્રીઓ ભણી હશે ત્યારે તેમના મુખથી હરમસકંધની રસીક કથાઓ અને તેમની અનેક પ્રકારની પ્રપંચી વાર્તાઓ કેમ સંભળશે? પોતાની મેળે ઉત્તમ ઉત્તમ પ્રકારના ગ્રંથો જેવા મનુસ્મૃતિ ધર્મ શાસ્ત્રો વાંચી પોતાનો જન્મ સફલ કરશે નહીં!

ચંચલબાઇ—ત્યારે શું સાધુ બ્રાહ્મણોના વચનથી આપણુ કલ્યાણ નથી થતુ?

મહાદેઈ—હા બહેન, સ્ત્રીઓનું કલ્યાણ નથી થતું, કારણ કે સ્ત્રીઓમાં પતિ સેવા શીવાય બીજી કાંઇ પણ સાધના લખેલી નથી. અને તેમ કરવું પણ જોઇએ, કારણ કે તમે વિચારો તો ખરા, કે જેમ સાધુ બાવાની પાસે અમે જઇને હર્ષ સાથે ફુલ ગજરા પેહેરાવીને તેમની રસયુક્ત મુખ વાણી ઘણા પ્રેમ સહીત સાંભળીએ છીએ! અને તે બાવાજી મહારાજ અમારૂ અમુલ્ય કરતવ્ય કર્મ ભ્રષ્ટ કરી રૂપ ધનાદિ પોતાના કપટી ખજાનામાં લઇ લેવાને સારૂ રાધાકૃષ્ણની ચતુરતારૂપી રસિક ચરિત્રો ઓખાહરણ અને દ્રૌપતિ આખ્યાન રૂક્ષમણી હરણાદિની કથાઓ સંભળાવીને આપણું તન મન ધન હરણ કરવાને માટે અનેક પ્રકારનાં ચરિત્રો રચે છે. અને આપણે અજ્ઞાન અને મુર્ખ રેહેવાથી તેમની જાળમાં ફસી આપણો પતિવૃતાનો શુધ્ધ ધર્મ ગુમાવી દઇએ છીએ. અને ક-

દાપી આપણે ભણેલા હોઇએ તો આપણે પોતેજ કથાઓ વાંચી, પોતેજ તેનો સાર સમજી ન લઇએ? અથવા આપણા પતિને ફુલ ગજરા પહેરાવી તેમના મુખથી કથા વારતા સાંભળી તેમની શેવા કરી તેમની મધુર વાણીથી કથા વારતા સાંભળવાને આપણે શક્તિવાન નથી શું ? અને કદાપિ શ્રંગારાદિ વાર્તાઓ આપણી સાંભળવાની ઈચ્છા હોયતો આપણા પતિના મુખારવિંદથી શયન ગૃહમાં એકાંત સ્થળે પ્રેમપૂર્વક સાંભળીને પોતે હર્ષિત થઈ અને પોતાના પતિને પણ હર્ષિત કરીએ તો કેવું સારૂ દેખાય તે તું પોતેજ વિચારી લે.

ચંચલબાઈ—જાઓ જાઓ બેહેન આપણા ધણીતો ક્યાંથી એવા હોય કે જે આપણી મરજી અનુસાર આપણને સુખ આપી શકે ત્યારે અમે ફુલ ગજરા તથા બીજા સંગારાદિનુ સુખ કોની પાસે ભોગવીએ, મુવા ભાયડાઓતો અનેક બાયડીઓ પાસે જાય ત્યારે અમને ખોટું કેમ ન લાગે?

મહાદેવ—અરે છટ મુર્ખનાદાન આવો શુષ્ક વિચાર મનમાં કેમ આવે છે! આવા વિચારો આપણા અજ્ઞાન હૃદયમાં સ્ફુરાયમાન ન થાય માટેજ વિદ્યા ભણવાની પૂરેપુરી જરૂર છે કારણ કે જ્યારે અમારો પતિ બીજી સ્ત્રીની પ્રાપ્તિ માટે ઈચ્છા કરે છે ત્યારે આપણે એમ કરવું જોઈએ કે તેમના સાથે લડવાડ તકરાર ન કરતાં તેમની વિશેષ સેવા ચાકરી કરીને આપણા મધુર મીઠા વચનોથી પોતાની બુદ્ધિ અનુસાર વખતે વખત એવી વાતો કરવી જોઇએ કે જેમાં

તે પોતેજ લજ્જીત થઇને તેવું કામ મુકી દે.

અને વહાલી બેહેન તમે સારીરાતે સમજી શકોકો, કે જે પુરૂષ ચતુર સ્ત્રી અથાત ભણેલી ગણેલી સાથે રહેલો હોય તો તેને મુર્ખાનો સતસંગ કેમ ગમશે અને તેમજ ભણેલા સ્ત્રી જાણી જોઇને પોતાનો પગ ખાડમા કેવી રીતે મુકી સકશે.

**ચચંલબાઈ**—નાના, ઘણી અમારી બેહેનો ભણેલી હોવા છતાં પણ તેઓ પોતાના દુ:ખથી કટાલી અવળે રસ્તે ચડીને પોતાની વિઘાનો ગેર ઉપયોગ કરે છે. કોઇને છાની છપની ચીઠીઓ લખવી હોય તો પણ લગી શકે છે.

**મહાદેવી**—અરે બેહેન હું આવી વિઘાને વિઘા કેહેતી નથી જે ચાર છ ચોપડીઓ ભણી અને ચીઠી લખવા જેવીજ વિઘા પ્રાપ્ત કરે છે બીજા કાંઇ ગાન સબધી રીતી માહેતી મેળવી શકતી નથી. જેમ કે. કોશ, અલંકાર, ધર્મ શાસ્ત્ર ન્યાય મિમંસા, વૈશેષિક, સાંખ્ય, યોગ, વેદાંતાદિ ભણેલી સ્ત્રી હોય તો જેવી રીતે અમારા દેશમાં આગળના વખતમાં ગાર્ગી, કેકૈ, મંડનમિશ્રની સ્ત્રી (જે પોતાના પતીને સન્યાસી થવાથી બચાવ્યા હતા અને તેમજ લોલીમરાજ વૈદ્યની સ્ત્રી અથવા કાલીદાસ પંડિતની સ્ત્રી વિઘાવતી કે જેણે પોતાના પતીને પંડીત બનાવ્યો હતો. એવા લાભ થાત.

**ચંચલબાઈ**—મંડનમિશ્રની સ્ત્રીએ કેવી રીતે પોતાના પતીને સન્યાસી થતાં અટકાવ્યો હતો. તેતો મને કહી બતાવો

આ વાતનો ઘણો અજાયબ જેવી?? ગજબના !

**આલ્હાદેઈ**–બેહેન સાંભળો જ્યારે ભારતવર્ષમાં ઈસા ધર્મ વધવાથી જૈનધર્મનો પ્રચાર વધારે થયો અને વેદ વિદ્યાને કલંકિત કરી તેને માનવાવાળા કોઇ રહ્યા નહીં ત્યારે શ્રી શંકરાચાર્ય નામે એક ઋષિ મહાન વિદ્વાન પ્રગટ થઈને તમામ દેશ દેશાંતરોમાં શાસ્ત્રાર્થ કરી સર્વને જીતીને વેદધર્મનું મંડાણ કર્યું ત્યારે અંત સમયમાં કાશમીર દેશમાં મંડન મિશ્ર જે કે મહાન વિદ્વાન ગણાતો હતો તેની સાથે શાસ્ત્રાર્થ કરવાને માટે તૈયાર થયો અને ત્યાં એવી પ્રતિજ્ઞા કરવામાં આવી હતી કે કદાપી હું હારૂં તો તમારો ચેલો થઇ જઈશ અને તમે હારો તો સન્યાસી થઇ જવું પડશે. તે વખતે મંડનમિશ્રની પતિવ્રતા સ્ત્રીએ મનમાં આ વિચાર કર્યો કે મારો સ્વામી વિદ્વાન તો છે પણ શંકરાચાર્યજીની વિદ્યા આ સમયમાં ઘણીજ પ્રબળ જણાયછે. માટે મારો પતી કદાપી હારી જશે તો તેને સંન્યાસી થયા સીવાય છુટકો થશે નહીં એમ સમજી તે પોતે સભા વચ્ચે ઉભી થઇ અને શંકરાચાર્યને કહેવા લાગી કે પ્રથમ તમે મારા સાથે શાસ્ત્રાર્થ કરો ત્યાર બાદ મારા સ્વામી આપની સાથે શાસ્ત્રાર્થ કરશે. અને જ્યાં સુધી તમે મને જીતશો નહીં ત્યાં સુધી મારા પતી તમારી પાસે શાસ્ત્રાર્થ કરવા આવશે નહીં આ વાત સાંભળી ઘણી તકરાર સાથે શંકરાચાર્યજી પોતે અશક્ત થઈ તે સ્ત્રી સાથે પોતે શાસ્ત્રાર્થ કરવા માટે તૈયાર થયા અને તે પતિવ્રતા

સ્ત્રી પણ શાસ્ત્રાર્થ કરવા માટે કમર કસી તૈયાર થઇ શ્રીશં-
કરાચાર્યને કામ શાસ્ત્ર માનો એકજ પ્રશ્ન પુછ્યો હતો
શંકરાચાર્ય યોગીરાજ થવાથી અને કામ શાસ્ત્રમાં માહી-
તી નહી મેળવવાથી તે પ્રશ્નનો જવાબ દઇ શકયા નહોતા
પણ તે વખતે તે સ્ત્રી સાથે એક વર્ષ પછી ઉતર આપવા
માટે બંધાયા હતા અને ત્યાંથી પાછા આવી પોતાની
આત્માને બીજા એક રાજકુમારના મૃતક શરીરમાં યોગ
બળે પ્રવેશ કરી રાજ મહાલોમાં કામ શાસ્ત્ર શિખ્યો
હતો કામ શાસ્ત્ર શિખતા બે વર્ષ વીતી ગયા. છંતા પણ
ત્યાંથી નિવૃત્ત થયા નહીં ત્યારે શંકરાચાર્યનો એક શિષ્ય
તે રાજધાનીમાં જઇ કાશનીર શાસ્ત્રાર્થની હકીકત
સંભળાવિ હતી કે જે સાંભળિને શંકરાચાર્યજી તે શરીર મુકિ
પોતાના પુર્વ શરીરમાં કે જે તેલ ઔષધી આદીમાં રાખી
મુકવામાં આવ્યુ હતું, તેમાં પ્રવેશ કરીને પોતે કાશમીર
દેશમાં જઇ મંડનમીશ્રની સ્ત્રી સાથે બંધાયેલા ઉત્તર
આપવા માટે તત્પર થયા હતા મંડન મીશ્રની સ્ત્રીના પ્ર-
શ્નોનો ઉતર આપી મનનુ સમાધાન તો કરી આપ્યુ હતુ
પણ એક વર્ષની મુદત કરતાં વધારે સમય વિતી જવાથી
પતિવ્રતા સ્ત્રીએ વાંધો લીધો કે તમારી પ્રતિજ્ઞા ભંગ થઇ
જવાથી અમારો પતિ હવે મારા સાથે શાસ્ત્રાર્થમાં કદાપી
હારી જાય તો સંન્યાશી થશે નહીં. અને તેમજ ક-
રી બતાવ્યું હતું. જો બેહેન આવી રીતે તે ભ-
ણેલી વિદ્વાન સ્ત્રીએ પોતાના પતીને સંન્યાસી

યત્નાથી બચાવી લીધો હતો. માટે વિદ્યા ભણવી. અને તેમજ કાલીદાસ પંડિતની સ્ત્રી વિદ્યાવતીએ પોતાના પતિને વિદ્યા ભણાવી હતી. અને વળી લોલીંબરાજ વૈદ્યક સબંધી પરોપકારાર્થે સંવાદ કરી લોલીંબરાજ ગ્રંથ જગતમાં પ્રસિદ્ધ કરી આપ્યો છે. અને ગારગી, કેકૈ, કે જે રાજા દશરથની રાણી કે જેમની વાર્તા તો તમે કથાદ્વારાએ સાંભળી હશે. કે જેનું વર્ણન કરવાની જરૂર નથી. પણ ટુંકામાં એટલુંજ કે વીધા ભણવી એ ઘણી ઉતમ અને અમુલ્ય ચીજ છે. માટે તેને ગૃહણ કરો.

ચંચળબાઈ—બહેન આ વાત તો ખરી છે પણ અમારા મા બાપ તો અમને ભણાવતાં નથી તો અમારો શું દોષ અને ત્યારે અમારે શું કરવુ ?

મહાદેઇ—બેહેન તમે સત્ય કહો છો આગળના સમયમાં તો માતા પિતા છોકરા અને છોકરીને સરખાંજ જાણતા હતા. અને તેમજ બંનેને ભણાવવા માટે સરખોજ પ્રયત્ન કરતા હતાં પણ હવે તો છોકરીઓને કેવળ કપટરૂપી જાળ, પ્રપંચાદિ શિખાવી કેવળ પાપી પેટ પાલન કરવાને માટેજ તેમનો જન્મ અકારજ કરી દે છે. અને છોકરીઓને (આપણ અનાથોને) તો કેવળ રૂપિયા લેવાની ગરજથી પાલન કરે છે, અને અમારા બ્રહ્મચર્યાદી નીયમોને માટે કાંઇ પણ વિચાર ન કરતાં આપણને બાલ્યાવસ્થામાં કોઇ બરડા પુરૂષને આપી રૂપિયા લઇ સંબંધ કરે છે . અને આપણી અવસ્થા પાંચ સાત અથવા દશ વર્ષની હોય છે તોપણ

મહા ઘરડા વા જુવાન મૂર્ખ સાથે રૂપિયાની લાલચમાં આપણું સારૂં નરતું તપાસ્યા શિવાય લગ્ન કરી આવે છે, અને બેહેન અનાથોની સંખ્યા તો પશુના તુલ્યેજ કરી દીધી છે. જેમ કોઇ બેલ, ગાય, ભેસ, ઘોડા આદિને વેચી પોતાનું ગુજરાન કરે છે, તેમજ આપણી પણ દુર્દશા થઇ રહેલી છે રૂપિયાની લાલચમાં કદાપિ આપણને વેચેતો પણ આપણા સુખને માટે કાંઇ પણ દરકાર રહેતી નથી. ચાહે, પુરૂષને એક સ્ત્રી હોય છતાં પણ આપણને તેની સાથે જ પૈસના ભોગન માટે વેચી નાંખે છે. હવે માતાપિતાને તો આ લોભ રૂપિ સમુદ્રે પોતાની નૌકામાં બેસાડી દીધા છે. ત્યારે આપણી આવી દુર્ગાંત થાય તેમાં શું નવાઇ ! આપણા સગુ સંબંધી આદીનો તો એવા મન કયાંથીજ હોય કે જે આપણા ઉપર દિલાસાની રાખી આપણને વિદ્યારૂપી દાન આપે. તેમને તો આપણા જેવી એક દાસી વાસ્તે થાયછે. કે જેથી આખા દીવસ ઘરનું કામકાજ એટવાડ ચુલા ચોકા અને વાત વાતમાં આપણા માતાપિતાને ગાળો આપવામાં અને રાત્રીના સમયે પોતાના પુત્રની શેવામાં મુકી દેવા એ તેઓનું કામ છે. આ શિવાય આપણી નણંદ ભાભી, ફુઇ આદીના અનેક પ્રકારના કડુ વચનો તથા મૂરખાઇના શબ્દો સાંભળી આપણા જીવ બાળ્યા કરે છે. કદાપિ આ પણે કોઇને ઉત્તર આપવા જઇએ તો આપણા ઉપર તુરત મારપીટ થાય છે. અને કદાપિ સંજોગે આપણા ઘરમાં કોઇ રાંડેલી સ્ત્રી હોય છે તો આપણી બીજી કેટ-

બીજુ પ્રકારની દુર્મતી થય છે અર્થાત તે રાંડેલીઓ પો-
તાના જેવી સ્થીતીમાં લાવવાને માટે આપણને પણ પો-
તાના દુષ્ટ ગુરૂદ્વારાએ અનુચિત બોધ કરાવી આપણા
પતીવ્રતાના ધર્મને નષ્ટ ભ્રષ્ટ કરાવી નાંખે છે; અફ્સોસ!!!
અને આપણી ન્યાય શાલા ગવર્નમેન્ટતો આપણાથી કેટ-
લી વેગળી રહેલી છે કે જેને આપણા દુઃખની ખબર
ક્યાંથીજ પડે. ત્યારે મારી વહાલી બેન જરા વિચારોતો
ખરાં કે આપણે હવે કોને શરણે જઈએ. અને હે પરમા-
ત્મા અમારા જેવું દુઃખ કોઇને આપશો નહીં પણ
હવે તો અમારા દુઃખ ઉપર પરમેશ્વરની દયા જણાય છે.
કારણ કે હાલના સમયમાં કોઇ કોઇ શ્રીમંત લોકોએ
દુહિતા દુઃખ નિવારણાર્થે ( અનાથ કન્યા ) ઠેકાણે ઠેકાણે
કન્યાશાળાઓ પણ સ્થાપન કરવા લાગ્યા છે જેથી અમને
પુર્ણ આશા છે કે આપણું દુઃખ કોઇ દીવસ મુક્ત થશે.
અને જે જે અમારા માતા પિતાઓ સ્વાર્થ વશ પણ
આપણને ભણવા નથી દેતાં તે તે સમજાવવા બુઝાવવાથી
આપણને ભણાવવા માટે પોતેજ પ્રયત્ન કરશે.

**મુક્તલાબાઇ**—બહેન ત્યારે શું આપણે આપણા માતા પિતાની
અને સાસુ સસુરાદિની શિખામણ ન માનવી ?

**મહાદેઇ**—બેહેન સાંભળો, અમારૂ કેહેવુ એવું નથી કે તમે માતા
પિતાની શિખામણ સાંભળો નહીં પણ જે જે શિખામણ
દુઃખદાઇ અને અનુચિત હોય તે માનવું નહીં. કારણ કે
આપણા માંતાપિતા પણ કદાપી ભુલમાં રહ્યા હોય તેમાં

આશ્ચર્ય શું ? બેહેન તમે જાણો છો કે મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે.

**ચંચલબાઇ**—ગાઢ વાહ! ધન્યકે બેહેન. જ્યારે આપણા માતા પિતા દારૂ ડાહ્યા હશે ત્યારે આપણે ક્યાંથી સુધરેલાં જન્મીશું?

**મહાદેઇ**—ના બેહેન એમ શું કહો છો? સ્વાભાવિકનિયમોમાં અર્થાત રંગરૂપ, આદિનો માતા પિતાનાજેવાજથાય પણ સંસ્કારિક વાતોમાં નહીં જેમકે કોઈના માતા પિતા ભણેલા ન હોય અને પોતાના બાળકને ભણાવે તો ભણે છે. હીંદુસ્થાનમાં જન્મેલા ફક્ત એક માસના બાળકને વિલાયત મોકલી દેવામાં આવે તો તે શુ ઇંગ્રેજી બોલતા નહીં શીખે ? અને જો શીખશે તો તેના મા બાપ શું ઇંગ્રેજી જાણતાજ હશે ? એમ ગણાશે? માટે બેન આ પ્રશ્ન ગદ્ધા મુર્ખનો છે કે જ્યારે માતા પિતા સારા ન હોય ત્યારે બાળકો ક્યાંથી સારા થાય? અને બીજા પણ દ્રષ્ટાંતો તમે આગલા વખત ના સાંભળશો તો તમને પણ માલુમ પડી આવશે જેમ હરણ્યાકુશરાક્ષસના પુત્ર પ્રહલાદ જેવા ભક્ત અને વિદ્વાન અને પુલસ્તમુની વિદ્વાન ઋષીના પુત્ર રાવણ જેવા રાક્ષસ કેમ થયા. આ ઉપરથી તે પ્રશ્નનો સમાધાન થઇ શકે છે.

**ચંચલબાઇ**- ત્યારે માતા પિતા આપણને કાંઇ દુઃખદાઈ શીખામણ આપે છે તે બતાવશો?

**મહાદેઈ**—હા બેહેન જૂઓ આપણા માતાપિતા વિદ્વાનતો છે જ નહી તે તો તમે જાણો છો ત્યારે આ વિદ્યા રૂપી શિખામણ આપણને આપે તેમાં તેના વાંક શું ? ને એ-

વી વાતોમાં પોતે ફસી આપણને પણ ફસાવી દે છે. જે મકે આ સંસારરૂપી સાગરમાં આપણા કોઇ કુટુંબમાંથી કે આપણા કોઇ ઘરમાંથી પરલોક પધારી જાય છે ત્યારે આપણને બજાર વચ્ચે સર્વના દેખતા નિરલજતા ધારણ કરી છાતી કુટી. કળાહોળ કરવી પડે છે. ગલીએ ગલીએ અને ચકલે ચકલે સંકરો મનુષ્ય વચ્ચે પોતાની છાતી કુટી અમારી એનો અમુલ્ય ઇજત ગુમાવી દે છે. અને મુર્ખ હોય તો તેમાંજ આનંદ માને છે અને કેટલીક એવી સ્ત્રીઓ હોય છે કે બીજા મનુસ્યને દેખી મનગમાં કાંઇ પણ ન હોવા છતાં જાણે ઘણાજ ઉગરનો કારી ઘા વાગ્યો છે. આમ બતાવી ફકત મનુસ્યને બતાવવા માટે રડાપીટ કરી મુકે છે. હવે ગયેલો મનુષ્ય પાછો આવતો નથી. તે છતાં પણ વિશેષ વિચાર આવે કે, એકતો આપણા ઘરનો મુરબ્બી અગર માલેક આપણાથી વિયોગ કરી ચાલ્યો ગયો એ બાબત એક બાજુ રહી પણ ઉલટું આપણને નિરલજ થવાનો વખત આવે છે. અને ચાતુરમાસ હોય તો પણ પાણીમાં પલળો રોગાદિની પીડા શરીરમાં લેવી પડે છે. તે ફકત આપણી મુર્ખાઇને માટેજ. અને કદાપી આમ ન કરીએ તો નાતમાં ઘેર ઘેર ચર્ચા થાય છે કે અમુકની છોકરી અમુ ની વહુ તો મહા કઠોર અને ફાટેલ છે કે જે રોતી કુટતી નથી. ને આ ઉપરાંત એક વર્ષ પર્યંત કાળો સાડલો પેરી એક ખુણામાં બેસી રેહેવું પડે છે; પરાણે પરાણે મોટા ઘાંટા તાણી જાણે બહુજ

ંસમું લાગ્યું હોય તેમ રોવું પડે છે. બાહર નીકળી શકાતુ નથી. અને એક વખત ખાવું પડે છે. આવી બાવી જાતની અનેક પ્રકારની દુઃષ્ટ પીડાઓ બિન પ્રયો જને સોસવી પડે છે. અને વળી આપણા ઘરમાં કોઇ આપણો વાલી વારસ હોય કીંવા ન હોય, આપણી પાસે પઇશા હોય કીંવા ન હોય એની કોઇ પણ દરકાર નહી રાખતાં આપણાં ગ્નાતી બાઇઓ મુવેલાની પછવાડે ભોગ કરવાને માટે તો તઇયાર થઇ રહેલા હોય છે. આપણા દુઃખ તરફ નિહાળનાર કોઈ હોય યા ન હોય, આપણું ગુજરાન ચલાવવા માટે કોઈ હોય યા ન હોય છતાં પણ નીર્દય ગ્નાતીભાઇઓ બેગા થઇને મોટા આનંદથી આપણી અનાથ દ્રવ્યનો ઉપયોગ કરાવી લેછે. અને આપણને દુઃખી ને દુઃખી કરી બનાવે છે. હવે વિચારતો કરો એકતો આપ ણો પતી અથવા પિતા બંધુકે જે કમાવવા વાળા હતા તે ગયા અને બીજી જે આપણા ઘરમાં આવક હતી તે બંધ પડી છતાં પણ આપણો છેડો આવ્યો નહી. આપણુ ઘર, ખેતર, દાગીના, ઉપર કરજે લઇ કિંવા અધર્મ કરીને પણ ગ્નાતી બાઈઓને જમાડવા વિના છુટકો થતો નથી. અને ન કરીએ તો મરનારનું મરણુંજ વ્યર્થ ગણાય છે. હવે વહાલી બેહેન જરા વિચારો તો ખરા કે આવા વિ- ષમ સમયમાં એક એક રૂપીઆ અથવા એક એક પઇશા ગ્નાતીભાઇઓ આપણને એક સહાયતા તરીકે આપે તો આપણને આ દુઃખના કેવો સતોષ ઉપજે. પણ આ જ

ન કરતાં ઉલટાં આપણા ઉપર કોરટના જેવાં હુકમનામા કરી બતાવે છે. આ તે આપણા ભાઇઓ કે આપણા મરનાર ના પછવાડે યમરાજના દુતો ? હવે આગળ જુવો કે આપણા કુટંબમાં કોઇ આપણી બેનને બાળ વીવાહના કારણ ને લીધે બાળ રંડાપો ભોગવવો પડે છે. આ કેવી શોક જનક વારતા ? હવે જુવો કે તેની અવસ્થા સોલ વર્ષની છે. બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાની શક્તિ ધરાવતી નથી છતાં પણ તેને પરાણે પરાણે મુંડ મુંડાવી આપણા મુર્ખ વડીલો સાધુ સમાગમ કરવાની આજ્ઞા આપે છે તેમાંથી અનેક પ્રકાર ના બીગાડો થાય છે તે આપણા જોવામાં આવે છે. અને બીજો કલેશ તે બાળ રંડા ઉપર દેખાઇ આવે છે, કે જ્યારે કોઇ પતીવાળી સ્ત્રી પોતાના જે ઘરમાં પોતાના શૃંગારાદિ વસ્ત્ર અને આભુષણ ધારણ કરી પોતાના પતી સાથે અનેક પ્રકારના સુખો ભોગવી પોતાનો જન્મ સાફ-લ્ય કરે છે. ત્યારે તેજ ઘરમાં આપણી રાંડેલી અનાથ નિ-રપરાધ બેનને કેવો કલેશ થતો હશે તેતો કોણ જાણે. અને તેનો જીવ અથવા કલેજો કેવી રીતે પોતાના સ્થળે રેહેતો હશે તેની કોને ખબર? આવા આવા દુઃખો છતાં વિચાર ન થાય તેનું પરીણામ આમ નીકળી આવે છે કે તે અમારી બેનો દુષ્ટ સંતોના બોધ તથા પોપાચાર્યના ઉપદેશો થકી અનાચારી મારગમાં પ્રવર્ત થઇ જાય છે. આવા આવા અનેક પ્રકારના અસહ્ય દુઃખનો વરસાદ આ-પણા માતા પીતાના સંસ્કારો વડે અગર પોપાચાર્યના

એને થકીજ આપણને સહન કરવાં પડે છે. તેનું કારણ અવિદ્યા છે.

**ચંચળબાઈ**—આ વાત તો ખરી પણ આપણો પતી મરી જાય તેમાં માતા પીતાનો શો વાંક?

**મહાદેવ**—સાંભળો બેહેન; આમાં અમારા માતાપિતાના દોષ એવી રીતે ગણવામાં આવે છે કે તે લોકો અમારી પૂર્ણ રક્ષા કરવાને માટે કાળજી ધરાવતા નથી. તેમજ અમને વિદ્યા સારી રીતે ન ભણાવતાં બાલ્યાવસ્થામાં અમારૂં લગ્ન કરી આપે છે. હવે વિચારવાનું આમ છે. કે જો અમને વિદ્યા ભણાવ્યા પછી સોળથી વીસ વરસ સુધીનાં અમારૂં લગ્ન કરતા હોત તો અમારે એવી દુર્દશા અને બાળ રંડાપો કેમ ભોગવવો પડત? કારણ કે બ્રહ્મચર્યના પ્રતાપે કરી પતિના અલ્પ સુખમા અમારૂં કલ્યાણ શું ન થાત? અરથાત અલ્પ સુખમાં સંતતી આદીની ઉત્પત્તિ તથા વિદ્યાનું સાધન અમારા પાસે તો રહેત

**ચંચળબાઈ**—ત્યારે આપણી મોટી અવસ્થામાં આપણો પતિ મરી જાય તો શું આપણને રંડાપો નહી આવે? અને કદાપી રંડાપો આવે તો તેમાં દુખ નહીં થશે?

**મહાદેવ**—હા. બેહેન એનેજ માટે હું એમ કહુંછું કે જ્યારે અમે વિદ્યા ભણી પોતાનો બ્રહ્મચર્ય સાચવીશુ ને તેમજ અમારા માતા પીતાના તરફથી સારી રક્ષા કરવામાં આવી હશે તો અમને ઉપર કહ્યા પ્રમાણે થોડા સુખમાં કોઈ ઉત્તમ સંતાનાદિની પ્રાપ્તી થશે જેથી અમારૂ દુઃખ પતિ વિનાનું

નિવૃત થઇ શકશે. અને કદાપી આમ ન માનો તો પણ વિદ્યાના બળે કરી અમે અમારૂં સારી રીતે સાફલ્ય કરી શકીશું. અને તેમજ વિદ્યાના ચક્ષુદ્વારા સારૂં નરતું જોઈ ઉત્તમ માર્ગે વિચરી જ્ઞાન આદીમાં વિચરીને પોતાની બુદ્ધિને ભ્રષ્ટ થવા દઇશુ નહી.

ચંચલબાઇ—અરે બેહેન આપણો સ્ત્રીનો અવતાર છે અને તમેતો બધી વાતો સુધારાવાળા પુરૂષના જેવી કરો છો આપણે માટે વિધ્યાઃ અને બ્રહ્મચરજ શું?

મહાદેઈ—મારી વાહાલી બેહેન હું તમને વારંવાર બોધ કરૂછું પણ તમે તે ઉપર કાંઇ પણ લક્ષ આપતાં નથી. હવે કંઇકતો વિચારો અને જુઓ. અમારા તમારા અને પુરૂષોના વચે પરમાત્માનાં ઘરથી એકજ નિયમ છે પણ પુરૂષોએ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે આપણને મુર્ખ રાખ્યા છે અને તેમજ ઘણા સ્વાર્થી નિર્દય ભાઇઓ અમારા ઉપર દયા દૃષ્ટિથી ન જોતાં કેવળ અમારા રૂપ ધનાદિ લેવાને માટે અમને ભણાવવા માટે કાંઇ પણ પ્રયત્ન લેતા નથી. અને તે તમે જુઓ છો. તે લોકો બેબે ચાર ચાર સ્ત્રીઓ કરી અમારા દુઃખ તરફ કિંચિત ન જોતાં અમને અનેક પ્રકારના કલેશ ઉપજાવે છે. આ સર્વ બનાવોમાં અમારા માતાપિતાનોજ દોષ છે. કિંતુ ઇશ્વરનો નહીં [illegible] પક્ષપાતી નથી. અને તેના ઘરમાં [illegible] પુરૂ[illegible] ગણવામાં આવે છે. [illegible] તેમજ મોક્ષાદિ[illegible] અધિકાર છે.

**ચંચલબાઇ**—હા બાઇ. ઇશ્વરના ઘરમાં તો આપણે બરાબર છીએ. પણ વ્યવહારીક કામોમાં પુરૂષોનું પુરૂષાર્થ વિશેષ જોવામાં આવે છે કે જેથી અમારા પોતાની દૃષ્ટી એમના ઉપર વ ધારે હોય છે. કારણ કે પુરૂષો કમાઇને ખવરાવે છે અને સ્ત્રીઓ કમાઇ શકતી નથી.

**મહાદેઇ**—પ્યારી બેહેન જો આપણુને માતા પિતા સારી કેળ· વણી આપી પુરૂષના જેવી બનાવવા ધારે તો આપણે પણ કમાઇ કરી શકીએ એમાં કાંઇ પણ નવાઇ નથી. સ્ત્રીથી અધિક કોઇ સાધન પુરૂષો જન્મથીજ લાવતા નથી. કારણ કે જોવામાં આવતા નથી. ભણેલા પુરૂષ તો કમાઇ કરી શકે છે. પણ મુર્ખ કાંઇ પણ કરી શકતો નથી. તેને સ્ત્રી કરતાં ઓછો ગણવામાં આવે છે. અને ભણેલી સ્ત્રીનું એક દ્રષ્ટાંત આપું છું તે જુઓ તે મેં નજરે જોયેલું છે. કાશીપુરીમાં એક કાનકુબ્જ બ્રાહ્મણ રહેતો હતો. તેને એક છોકરો ભણેલો ગણેલો ચતુર નોકરી ચાકરી કરવાવાલો શૂરવીર હતો. અને તેની સ્ત્રી પણ પતિવ્રતા અને અનેક ગુણ વિદ્યા જાણવાવાળી હતી. આ બન્ને સ્ત્રી પુરૂષો વચ્ચે બના· વ બનવાથી રાધા કૃષ્ણની જોડી વખણાતી હતી કાળના- સંયોગે કરી સૃષ્ટીનેમાનુસાર લક્ષ્મણપુરી [ લખનઉર ] ના બલવાનાસંગ્રામમાંછોકરો ખડક દ્વારા આ સંસારથી વિયોગ પામી ગયો. હવે જુઓ બેહેન આ પુરૂષનો નાશ થવાથી તેના ઘરમાં પરણેલી પતિવ્રતા સ્ત્રી તથા મરનારના વૃદ્ધ માતા પિતા કંગાલ અવસ્થામાં આવીને પુત્ર શોક સહન ન થવાથી

આત્મઘાત કરવાને તત્પર થયાં. પણ મરનારની સ્ત્રીએ પોતાના સુશીલ, ગુણવાન, અને વિદ્વાન, સાસુ સસરાંને એવો બોધ આપ્યો હતો કે હે પિતાજી આપ કેમ દુઃખી થઈ ને આત્મઘાત કરવાને તત્પર થાઓ છો? હું એક તમારા પુત્રની દાસી તમારા પુત્ર સમાન છું અને તમારી અવસ્થા સંપૂર્ણ આનંદમાં ગુજારી શું. તમે શા માટે મુઝાવ છો? આમ કહી તેમને શાંતી આપી અને તેજ દીવસથી જરી કસબ ભરવાના કામમાં તે કુશળ હતી તેજ ધંધો લઇ બેઠી. અને બીજી જ્યોતીષ વૈદક આદી વિદ્યામા પ્રવિણ હતી તે દ્વારાએ પણ અનેક પ્રકારની દવાઓ સ્ત્રીઓને માટે ઘેર બેશી તૈયાર કરી પોતાની બેહેનોનો રોગ મુકત કરવાને પ્રયત્ન લીધો હતો. અને તેમનો સસરો કાશી શેહેરમાં ફરી વર્ષફળો, જન્મ કુંડળીઓ બનાવવાને માટે લાવતો હતો. તે કામ પણ મરનારની સુશીલ સ્ત્રી કરી આપતી હતી. આ પ્રમાણે તેમનું ગુજરાન સારી રીતે ચાલતું હતું. અને ત્રણ ચાર રૂપીયાની ઉપજ તે ગુણવાન સ્ત્રી ઘર બેઠે કરી લેતી હતી. અને તેમનો પતિ કેવળ ત્રીશ રૂપીયાનો પગાર ઘરમાં લાવતો હતો તે સ્ત્રીએ પોતાની વિદ્યાવડે રૂ ૯૦ ની આવકની ઘેર બેઠે કરી હતી તેથી તેનાં વૃદ્ધ સાસુ સસરાનું ગુજરાન સારી રીતે ચાલતું હતું. તે પછી એક વર્ષે તે નારીના બે જુવાન ભાઇઓ સંસારના કાળચક્રમાં ફસી મરણ પામ્યા હતા તેથી તેમના માતા પિતાને ઘણુંજ દુઃખ લાગ્યું એટલુંજ નહિ પણ

પોતાનું ગુજરાન હવે કેવી રીતે ચાલશે તેનો ભારે શોચ થવા માંડયો. આથી તેમની પુત્રીએ પોતાના સાસુ સસરાનો નિર્વાહ તે કરતી હતી તેવીજ રીતે ચલાવવાનુ ધાર્યું પણ તેનાં માતપિતાએ કન્યાદાન આપેલું તેથી પોતાની પુત્રીને ત્યાં ખાવુ એ અયોગ્ય ધારી તેને ત્યાં ખાવાની ના પાડી. આથી પુત્રીએ પોતે વૈદકનું કામ કરતી હતી તેની અંદર પોતાના પિતાને કામે લગાડી અને પોતાની માતુશ્રીને પણ એજ કામમાં–સ્ત્રીઓને કાંઇ પુછવા અથવા દવા દારૂ આપવા વિગેરે કામમાં લગાડી તેમના ગુજરાન જેવડું કમાવરાવ્યું એથી તેઓ ગુજરાન ચલાવવા લાગ્યાં. આ પ્રમાણે તેઓ ચારે જણ આરામથી સારી રીતે સુખ ભોગવવા લાગ્યાં અને પેલી સ્ત્રીએ તેનાં સાસુ સસરાને એમ લાગ-વા ન દીધું કે અમારા પુત્રો ગુજરી ગયા છે અને એજ પ્રમાણે તેઓનાં મરણ પર્યંત તેણે તેઓનીશેવા ચાકરી કરી. હતી સ્ત્રીઓતો આવી હોયછે ત્યારે જો અમારાં માતપિતા અમને ભણાવે તો અમે પુરૂષની માફક આગર ના મેળવી શકીયે? અને શું ઘેર બેઠે કમાઇ ના શકીયે? નહિ તો મુર્ખ પુત્ર જેવી રીતે માતપિતાના કોઇ કામમાં આવતો નથી તેવી રીતે અમે પણ મુર્ખતાને લીધે તેઓના કામ-માં આવતાં નથી એટલુંજ નહીં પણ વિધા હિન હોવા-થી પોતાના પતિને પણ સુખ દઇ શકતાં નથી.

ચંપાબાઈ—બ્હેનો એમ કેમ બોલોછો? અમે પતિ તરફની અમારી

કઇ ફરજ નથી બજાવતાં? જુઓ અમે પતિને રાંધી આપીએ છીએ; એઠવાડ કાઢીએ છીએ; પાણી ભરીએ છીએ; દળીએ છીએ અને ખાંડીએ છીએ. આટ આટલું તો કરીએ છીએ છતાં વળી સેવા નથી કરતાં એમ કેમ બોલો છો?

મણુદેઈ—ના બ્હેન, આતો અમારી મુર્ખતાને લીધે અમારે કરવું પડે છે. જો અમે ભણેલાં હોઇએ તો કમાઇને ચાકર રાખી નહીં? કરાવીએ અરે એટલુંજ નહિ પણ વિદ્યાથી તો કેવા કેવા ગુણ છે તેનો તમે વિચારો. વિદ્યા વિના અમે સ્વામિ સાથે વાત કરવાને લાયક નથી અને પોતાનો પતિ પોતાનેજ માટે પ્રાતઃકાળનો કમાવા ગયેલો, હજાર જણનાં મોઢાં ઉઘાડેલાં. સત્ય અસત્ય બોલેલો ધીગધીગતા તાપની અંદર બે બાકળો ઘેર આવે તે વખતે મુર્ખ સ્ત્રી દાથરા જેવું મોઢું ચડાવી ધમ પછાડા કરતી કહેવા લાગે છે કે આવ્યા દોઢ પહોર દહાડો ચઢે છે. કઇ ભાન બાન? ઘરમાં ઘડું થઇ રહ્યા છે રાંધવાની તપેલીઓ કાણી થઇ છે પણ છે કાંઈ ફીકર? હું તો શામાં રાંધુ અને શું રાંધું? આ વખતે અકળાયલો પુરૂષ કાંઇ બોલે તો તે વળી ભમર ચઢાવી કહેવા લાગશે કે આટલું બધું શા ઉપર બોલોછો? લઇ લેજો તમારા દાગેના જો ઘડાવ્યા હોયતો? જો ખવરાવતા હોતો ખવરાવશો નહીં? લુગડાં લીધાં હોય તો કાઢી લેજો. અને રૂપીયા આપતા હોતો ના આપશો, આવ્યા છે બોલવા! અહીંયાં એટલું બોલવાનું નથી. આ બધું કહેછે

તે વિદ્યા વિનાજ કની? જો વિદ્યા હોય તો પોતાની મધુર વાણીથી પોતાના પતિને વશ ન કરી લે? તે જો બહારથી થાકીને આવ્યો હોયતોતેની વાણીથી અને મુખ પ્રસન્નતાથી તે તેને એટલી રીઝાવી દે કે તેનો થાક ઉતરી જાય એટલુંજ નહીં પણ તેનું દુઃખ પણ ભૂલી જાય. અને બેહેન તમે યાદ રાખો કે જે પુરૂષને ભણેલી સ્ત્રી મળી છે તે પુરૂષ કોઇ પણ દિવસ અન્ય સ્ત્રીની જોડે સમાગમમાં આવી પોતાનું પતનીવ્રત ભંગ નહીં કરે. અને એતો સ્પષ્ટ છે કે જે પુરૂષે પોતાની વિદ્વાન નારીના કોમળ મુખમાંથી સ્વામીનાથ, પ્રાણનાથ, પ્રાણપ્રિય વીગેરે મધુર શબ્દો સાંભળ્યા છે તે મુરખ નારીના ધિક્કાર કરવા લાયક મ્હોમાંથી ડફોળ, શંખ, રડયા વિગેરે નીકળેલા કઠોર શબ્દો કેમ સાંભળી શકશે? જે મખમલની તળાઇઓ ઉપર સુતો છે તેને કાંટાવાળી જમીન ઉપર કેમ ઉંઘ આવશે? માટે બેહેન! વિદ્યાને લીધે સ્ત્રીઓ પોતાના પતિને વશ રાખે છે ને પોતે પતિવ્રત ધર્મમાં રહી મુકત થાય છે.

**ચંચલબાઇ**—બેહેન! તમે પતિવ્રત પતિવ્રત કર્યા કરો છો પણ તે શું રણછોડજીના દર્શન, ભાગવતની કથાનું શ્રવણ, ગાયોનું પૂજન, મહારાજાઓની સેવા ચાકરી, નદીએ ન્હાવું, અગ્યારશ, રામનવમી વિગેરેનાં વ્રત, વિધ વિધ ભજનો, રામ સ્નેહી અને સાધુ સંતના સમાગમ, બ્રહ્મ ભોજન વિગેરે કરતાં શ્રેષ્ટ છે?

**મહાદેઇ**—અરરરર બેહેન! તમે તમારી ખરી ફરજ કેમ

નથી જાણતાં ? અરે ! તમે દેવ દર્શનના ખાલી ઢોંગ કરી મદીરોમાં ભટકો છો, તમારી આબરૂ જાય છે. તમારાં ઘરેણાં ગાંઠાં જોઇ લુચ્ચા ચોર લોકનાં મન લલચાય છે અને તમારો પૈસો ટકો જે આજે છે ને કાલે નથી તેને પેટી પટારામાં મૂકી તાળાં વાશી ચારે બાજુએથી સાજડ કરી કોઇની દૃષ્ટીએ ન પડે એવી ગુપ્ત જગોએ મૂકો છો ત્યારે તમારી આબરૂ જે ગયેલી ફરીથી આવવાની નથી તેને માટે કાંઇ પણ ફીકર રાખ્યા વગર હાથે કરી લુંટાવો છો અને સ્વાર્થી લોકોના હાથમાંથી બચાવતા નથી તે શું તમારી મૂર્ખતા અને નર્ક લોકમાં જવાની નિશાની નથી ?! અગ્યારસ વિગેરે વ્રત છે તેનો શરીરનો મળ કાઢવા માટે છે તેથી કંઇ નર્ક લોકમાં જતા બચાતું નથી અને આ વ્રતનો પતિવ્રતના વ્રત જેવું તો ક્યાંથી હોય પણ સત્યવ્રત જેવું એ નથી અને જો એ સત્ય વ્રત ગણવામાં આવતું હોય તો તે સત્યવ્રત કેમ કોઇ નથી કરતું? કારણ કે જ્યાં સુધી આપણે સત્યવ્રત ધારણ કર્યું નથી ત્યાં સુધી બેહેન આપની કહેલી ઉપરની બધી ઉપાસના વ્યર્થ છે. અને પતિવ્રતનું એક દૃષ્ટાંત હું આપુંછું તે તમે ચિત રાખી સાંભળો. અજોધ્યાપુરીમાં સારસ્વત જ્ઞાતિનો એક પવિત્ર અને સુપાત્ર અજાચક વૃત્તિવાળો બ્રાહ્મણ રહેતો હતો તેને દેવકલી અને અલોપી નામની બે કન્યાઓ હતી તેમાં અલોપી નાની અને દેવકલી મોટી હતી. અલોપીની ઉમર ૭ વર્ષની અને

દેવકલીની ૧૦ વર્ષની હતી તે કન્યાઓ પાઠશાળામાં વિ-
દ્યાભ્યાસ કરતી હતી તેજ વખતે તેમનાં માતાપિતા દેવ-
લોક પામ્યાં તેથી તે કન્યાઓનું પાલણ કરનાર કોઇ રહ્યું નહી
કારણ કે તેમનાં સગાં વ્હાલાં તે નગરમાં નહોતાં ને ગ-
રીબાઇને લીધે કાંઇ દ્રવ્ય પણ તેમના ઘરમાં હતું નહી
પણ કંઇક વિદ્યાના સંસ્કારને લીધે મોટી બેહેન દેવકલીએ
મનમાં વિચાર કર્યો કે જો હવે હું મારો વિવાહ કરી
લઉં તો તે શાસ્ત્ર મરજાદાથી વિરૂદ્ધ થશે અને નાની
બહેન તરફ જોતાં ઘણુંજ અનુચિત થઇ પડશે માટે પ્ર-
થમ નાની બહેનનો વિવાહ કરવો જોઇએ, આવો વિચાર
કરી પ્રયાગ રાજના બ્રહ્મપ્રકાશ નામના પવિત્ર જ્ઞાતિના
બ્રાહ્મણની સાથે વિવાહ કર્યો અને કોઇની પણ અનુમતિ
લીધા વગર પોતાના બાપની મીલકતમાંથી કંઇક ભાગ
વેચી તેમાંથી ઉપજેલો પૈસો લગ્ન કરવામાં ખરચ્યો ને
તેનું કન્યાદાન શાસ્ત્રાનુસાર આપ્યું. જો કે શાસ્ત્રાનુસાર
બાળલગ્ન ન કરવું એ દેવકલીના મનમાં હતું તોપણ
આપત કાળને આધિન થઇ તેણે લગ્ન કર્યું. ને પોતાની
નાની બહેનને તેના પતિની જોડે વળાવી પોતે વિદ્યાભ્યાસ
કરવા લાગી તે એટલે સુધી કે ખટ્શાસ્ત્ર તેણે પુરાં કર્યાં
અને ત્યાર પછી તે વેદનો અભ્યાસ કરવા લાગી ત્યારે
અનાચારી અને દુષ્ટ પંડીતો તેના વિદ્યાભ્યાસથી લ-
જ્જિત થઇ તેને કુદ્રષ્ટીએ હેરાન કરવા લાગ્યા તે વખતે
દેવકલી પોતાના ઉપર થતો અનર્થ અટકાવી બ્રહ્મચર્ય પાળ-

વાંને અને યોગશાસ્ત્રનો અનુભવ કરવાને ગુરૂ આજ્ઞા લઇને સરજૂ ગંગા નદીના કિનારા ઉપર આવેલા એક એકાંત જંગલમાં ચાલી નીકળી. હે પ્યારી બહેન ! તે દેવકલી બાર વર્ષ. સુધી જંગલમાં રહી, ફૂળફુલ ખાઇ, મૌન્ય ધારણ કરી. અષ્ટ સિદ્ધિઓનો લાભ લઇ, રાજ્યયોગમાં પ્રવત થઇ હતી. અને જ્યારે તેણે પોતાનામાં એવી શકિત જોઇ કે હવે હું ધારૂં તે કરી શકું ત્યારે પોતાનું પરાક્રમ પ્રગટ કરવા માટે અને પોતાની નાની બેહેનનું દુઃખ નિવારણ કરવા માટે તેના (અસોપીના) ઘર તરફ ચાલી. ચાલતાં ચાલતાં બપોર થયા તે વખતે બ્રહ્મચર્યને લીધે તાપ સહન નહીં થવાથી તે એક ઝાડની શિતળ છાયા નીચે બેઠી હતી તે વખતે એક કાગડાએ ઉપરથી કા કા કા કરવા માંડયું અને મળમુત્ત કર્યું તેથી દેવકલીએ તેને બે ચાર વાર ઉરાડગો પણ તે ત્યાંને ત્યાંજ આવીને બેઠો તે ઉપરથી દેવકલીએ ક્રોધિત થઈ પોતાની માનસિક શકિત (મેસ્મેરિઝમ) વડે તે કાગડાતે ઝાડની સાથે ખાખ કરી નાંખ્યો ને ત્યાંથી ઉઠીને ચાલતી થઇ ને બીજે દિવસે બપોરે અસોપી બેહેનને ત્યાં પ્રયાગનગરમાં પહોંચી અને પોતાની બહેનના ઘરથી કેટલેક દુર બેશી એક છોડી જોડે પોતાની બહેનને કહાવ્યું કે તારી બહેન દેવકલી આવી છે અને અહીં બેઠીએ. તે કન્યાંએ આવી અસોપીને કહ્યું કે હે અસોપી બહેન તમારાં દેવકલી બેહેન આવ્યાં છે તે અસોપીએ સાંભળ્યું તો ખરૂં પણ તેને પતિવ્રતનો નેમ એટલોબધો લાગ્યો

હતા કે દેવકલીને મળવાનો પ્રયત્ન કરવાનું તેનું મન થયું નહીં; તેનું કારણ એ હતું કે તેના પતિ બ્રહ્મપ્રકાશે ભોજન કરી શયનશાળામાં જઇ અલોપીને પાણી લેવા મોકલી હતી અને અલોપી પાણી લેવા ગઇ એટલામાં બ્રહ્મપ્રકાશ ઉંઘી ગયો હતો તેથી તેની આજ્ઞા વિના પાણીના લોટાને તે ભોંયપર મૂકી શકી નહીં અને તેની આજ્ઞા લેવા માટે તેને જગાડે તો પતિવ્રતનો ભંગ થાય તેથી તેને જગાડી શકી પણ નહીં. * આ પ્રમાણે બે કલાક સુધી અલોપી લોટો લઇને ઉભી રહી ત્યાં સુધી તેનો પતિ ઉઠયો નહી અને તે દરમ્યાનમાં તેની બહેને બહારથી છોડીઓ જોડે બેચાર વાર સદેસા મોકલ્યા તેના ઉત્તરમાં તેણે કહાવ્યું કે આજ્ઞા લઇને આવું છું. ત્યાર પછી જ્યારે બ્રહ્મપ્રકાશ ઉઠયો ત્યારે તેને પાણી આપી, હાથપગ ધોવરાવી, ઉતાવળ ન કરતાં મોટી આધિનતાથી. મધુર વાણીએ, વિનયપૂર્વક તેણે આજ્ઞા માગી કે હે સ્વામિનાથ! મારી બેન દેવકલી મને મળવા માટે બે કલાકથી આવીછે તેણે બે ચાર વાર સદેસા મોકલ્યા છે માટે જો આપની આજ્ઞા હોય તો મળી આવું. બ્રહ્મપ્રકાશે કહ્યું કે હે પ્રિયા! તમારી બહેન બે કલાકથી ખોટી થાયછે ને તમે મળવા કેમ નથી ગયાં? તે વખતે અલોપાએ સવિનય કહ્યું કે હે

---

* માથા વિનાની સ્ત્રી નહીં હતી કે પોતાની બહેનને મળવા લોટો મૂકી ચાલી જાય.

મહારાજ! મારી બહેન મને પાર ઉતારશે નહિ પણ આ
પની શેવા જે મારો ધર્મ છે તેજ મને મોક્ષદાયક થશે.
આહ પ્રકારે આવો પ્રેમ ભરેલો શબ્દ સાંભળી તેનો વિ-
શેષ આદરસત્કાર કરી ઘણા આનંદ સાથે તેને આશિ-
રવાદ આપ્યો કે હે પ્રિય સતિ! તમારી મનોકામના પૂર્ણ થા-
ઓ ને આ વખતે હું તમારો પતિવ્રત નેમ જોઈ ઘણો આનંદ
પામ્યો છું માટે માગવું હોય તે માગો અલોપી નમ્રતા
પૂર્વક માગે છે કે હે પ્રાણનાથ! આપની સેવામાં અધિક
પ્રેમ મને ઉપજતો રહે. (ધન્ય છે આવી સ્ત્રીઓને અને
ધન્ય છે તે પુરૂષોને કે જેમની સેવામાં આવી કામનીઓ
રહેતી હોય.) મહાદેવ કહે છે કે બેહેન ચંચળબાઈ! જો
આજકાલના સમયમાં એવા વ્રત રાખનારી કુલિન નારીઓ
જવલ્લેજ હશે. અને જે પતિવ્રતાનો મોટો રોબ ધરાવતી
હશે તે તેના કોઈ પણ સગાવહાલાં આવશે તે વખતે
પૂછ્યા વિના ચાલી નીકળશે અને કદાપી તેનો પતી પૂછશે
કે ક્યાં જાય છે તો તેને ઉતર નહીં આપે અને જો બીજી
વાર પૂછશે તો ક્રોધથી ઉત્તર આપી ચાલી જશે. હાય
અમારી દુર્દશા અને અમારી ભૂલ! બેહેન સાંભળો. જ્યારે
આહ પ્રકારે અલોપીને આજ્ઞા આપી ત્યારે તે પોતાની બેનને
મળવાને ગઈ ને તેનું સન્માન કરી મોટા હર્ષથી તેને
દંડવત કરી મળવા ચાહ્યું પણ દેવકલી ઘણીવાર થઈ જ-
વાથી ક્રોધિત થઈ બેસી રહી હતી અને પોતાના મનમાં
વિચાર કરતી હતી કે હું આટલે બધે દૂરથી આવી અને

એ મને મળવા પણ તરત ન આવી. આમ વિચાર કરી ઉપર લખેલી માનસિક શક્તિ વડે કરોધ દ્રષ્ટિથી તને પણ જોવા લાગી પણ અલોપીના પતિવ્રત ધર્મનો પ્રાબલ્ય એટલો ચઢી ગયો હતો કે તે કરોધ દ્રષ્ટિની અસર તેના પર થઇ શકી નહીં એટલુંજ નહીં પણ અલોપી તેના મનની વાત જાણી હસીને સવિનય કહેવા લાગી કે બેહેન! હું તે કાગડો અને તે ઝાડ નથી કે જે બળીને ભસ્મ થઇ જઇશ.

દેવકલી આ વાત સાંભળી ઘણું આશ્ચર્ય પામી અને પોતાની નાની બેહેનને કહેવા લાગી કે બેહેન એવો તે તેં શો વિદ્યાભ્યાસ કર્યો છે કે શી ઉપાસના કરી છે કે હું યોગશાસ્ત્ર ભણી પણ તારા ઘરમાં શું થતું હતું તે જાણી શકી નહીં અને તેં સાત આઠ ગાઉ ઉપર બનેલી વાત જાણી? તારામાં એવી શક્તિ જે વ્રત અથવા ઉપાસનાને લીધે આવી હોય તે તું મને કહે. અલોપી હસીને બોલી કે હે બેહેન. કાંઇ વ્રત કે ઉપાસનાને કે વિદ્યાભ્યાસને લીધે મારામાં એ શક્તિ આવી નથી અને મેં કાંઇ યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી પણ પતિવ્રત ધર્મ જેને હું સર્વ વૃતો કરતાં ઉત્તમ ગણુંછું તેનેજ લીધે એ શક્તિ હું પ્રાપ્ત કરી શકીછું. તે સર્વ મારા પતિના પ્રતાપે કરી મારામાં છે. આ સાંભળી દેવકલી બોલી કે હે નાની બ્હેન વિદ્યાભ્યાસ, જપ, તપ, મૌનવ્રત, ચાર ધામની યાત્રા, સતસંગ સર્વેના પ્રતાપે કરી હું તારૂં દુઃખ ટાળવા આવી

હતી પણ આ તારૂં પતિવ્રત જોઇને એ સર્વે તારા પતિ-
વ્રતની યોગ્યતામાં ભેટ તરીકે મુકુછું માટે હું બહેન ! તું
મારી ગુરૂ બની તે પતિવ્રત વિશે મને ઉપદેશ દે. આ ઉ-
પરથી અલ્સોપી વિનય સહિત બોલી કે બેહેન તમે મારાથી
મોટાંછો તેથી મારાં માનુશ્રી તુલ્ય છો । તેથી હું તમારી ગુરૂ
થઇ શકવાને યોગ્ય નથી પણ મારા અનુભવમાં જે કાંઇ
આવ્યું છે તે આપની શેવામાં નિવેદન કરૂંછું તે સાંભળશો.
હે બેહેન ! સ્ત્રીએ પોતાના પતિ શિવાય અન્ય પુરૂષની
શેવા ન કરવી જોઇએ તેમજ દર્શન ન કરવું જોઇએ,
તેણે પોતાના પતિ શિવાય બીજા કોઇની ઉપાસના કરવી
ન જોઇએ, પોતાનો જીવ જાય તો ખેર પણ પોતાના પ-
તિની આજ્ઞાનું ઉલંગન કરવું ન જોઇએ, તેણે પોતાનો
જીવ જાય તો પણ પોતાના પતિનું મન લગાર પણ દુભા-
વવું ન જોઇએ, પોતાનાથી બની શકે એવા કાર્યમાં પ-
તિને મદદ કરવા વિલંબ લગાડવો ન જોઇએ, તેણે પોતાના
પતિનું દર્શન પ્રાતઃકાળમાં કરવું જોઇએ. ને પોતાના પતિના
ડાબા અથવા જમણા પગના અંગુઠાને ધોઇને પીવો તેનું
નામજ ખરૂં ચર્ણોદક છે,, તેણે પોતાના પતિને કોઇ દિવસ
કડવાં વેણ કહેવાં ના જોઇએ; એવા એવા ઘણાક નિયમો
ધર્મશાસ્ત્રાનુસારછે તે પ્રીતિપૂર્વક વર્તવા જોઇએ ને આજરોજ
તમારા મનની અને આઠ દશ ગાઉ ઉપર બનેલી વાત
હું કહી આપું છું તે તેજ વ્રત પાળવાથી. દેવકલી બોલી
ધન્ય છે બ્હેના તારી બુદ્ધિને અને તારા પતિવ્રત ધર્મને.

બેહેન હું શું કરૂં ! મારે પતિ નથી. મને પરણાવે કોણ?
અંશાપિએ કહ્યું કે બેહેન ! શાસ્ત્રમાં આઠ પ્રકારના વિ-
વાહ લખેલા છે. જેમાંનો એક વિહાહ સ્વયંવર અથવા
પોતાની રૂચી અનુસાર તેના કર્મ જોઇને તેમજ તેના
આરાપણાની પરીક્ષા કરીને પતિ કરવાનો છે. તેમજ આ
પંચમ કાળની વખતે પણ સ્વયંવર કરવાની સ્ત્રીને રજા છે.
માટે હે બેહેન! તમે પોતાની જન્મ ભૂમિમાં જઈ સ્વયં-
વર કરો અર્થાત પોતાની ઇચ્છાનુસાર પતિ મેળવો અને
પતિવ્રત ધર્મ પાળો તો તમારો જન્મારો સફળ થશે. આ
સાંભળી દેવકલી ઘણી ખુશી થઇ અને પોતાના યોગ તથા
વિદ્યાનો અહંકાર ભુલી જઈ તેમને આશિર્વાદ આપી તે-
મની રજા લઈ પોતાની જન્મભૂમિ તરફ ચાલતી થઇ.
તેઓ ઘણે દિવસે મળ્યાં હતાં તેથી રહેવાનું મન હતું પણ
મનમાં ઘણી લાગણી થઇ આવ્યાથી તે ત્યાં રહી શકી નહીં.

**અંચલાબાઇ**—હાય! હાય! બેહેન! તે એવી કેવી કઠોર હૃદયની
હતી કે એક રાત્ર પણ પોતાની બેહેનને ત્યાં રહી નહીં!

**મહાદેઇ**—અરે ભોળી બેહેન! જે જ્ઞાનવંત હોય છે તેમને ખોટો
વ્યવહાર ગમતો નથી અને મૂર્ખ ગલીએ ગલીએ રોતી
ચાલી જાય છે. તે ખોટો ડોળ લોકોમાં બતાવવાને માટેજ
થાય છે હવે સાંભળો. દેવકલી ત્યાંથી ચાલી
અજોધ્યાપુરીમાં પહોચીને ત્યાં અગ્યારશને દિવસે એવો
નિયમ કર્યો કે આજ પ્રાતઃકાળમાં સરજૂ ગંગાના
લક્ષ્મણ ઘાટ ઉપરથી નહાઈને હું ચાલું ને એવો જે પુ-

રૂપ ભળે કે જેને સ્ત્રી ન હોય તેને પતિ કરી હું દાસી બની તેની સેવામાં રહીશ. આ પછી તે સવારમાં ચાર વાગતાં ઉઠી સરજુ ગંગાના લક્ષ્મણ ઘાટ ઉપર સ્નાન કરી ઇશ્વર પ્રાર્થના કરતી કરતી પોતાનો નિયમ પુરો કરવા ચાલી. થોડેક આઘે જતાં એક બ્રાહ્મણના ઘરનું જન્મેલું કુરૂપ, મહારોગી અને અપંગ બાળક જેને કોઈ કન્યા તો કેમજ આપત તે ગંગાની પાસે ભજન કરતો પડેલો હતો. હરિ ઇચ્છા બળવાન સમજીને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે તેનું વિધિ પૂર્વક પૂજન અર્થાત્ આદર સત્કાર કરીને પોતાની ઇચ્છા જણાવીને પોતાના મનમાં હતો તેને પતિ માની લીધો; પણ તે વખતે તે અપંગ બોલ્યો કે હું તમારે યોગ્ય નથી, તમે ઘણાં ગુણવાન તથા વિદ્વાન જણાઓછો, તમે મારી જોડે લગન કરી તમારો જન્મારો શું કરવા બગાડો છો? છતાં પણ તે વચનોની દરકાર ન રાખતાં તેણે પોતાનો નિયમજ પાળ્યો અને સત્ય છે કે જે જ્ઞાનવાન હોય છે તે પોતાના નિયમ અને ધર્મ તરફજ દ્રષ્ટિ રાખે છે અને તેમને કાંઇ રૂપરંગ ઉપર ઇચ્છા થતી નથી. જે સમયે તે અપંગ પોતાને પતિ તરીકે સ્વીકારવાની દેવકલીને ના પાડતો હતો તે વખતે દેવકલીએ કહ્યું કે હે સ્વામિનાથ! મેં તો તમને મારા મનથી પતિતરીકે ધાર્યા છે, હવે ન ધારૂં તો મારૂં પતિવ્રત નષ્ટ થઇ જાય. અને હું તો મારા મનથી તમારી દાસી બની ચૂકીછું માટે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો મારે કાંઇ રૂપ, કે ધન જોઇતું નથી પણ ફક્ત

આપની સેવાથી પતિવ્રત ધર્મ પાળું એજ મારી વિનતી છે અને મારા તમારા આ લગ્નમાં આ સરજુ ગંગા આ પ્રાતઃકાળનો ચંદ્ર અને પરીબ્રહ્મ સચ્ચિદાનંદ પરમાત્મા સાક્ષી છે. એવાં વચન સાંભળીને તે અપંગ દેવકલીની સાથે ઘેર ચાલ્યો ને તેના મકાન ઉપર પહોચ્યો તે વખતે દેવકલીએ ધર્મનિષ્ઠાથી તેને પતિ માની તેની સાથે વ્યવહારાદિ સંબંધ શરૂ કર્યો ને શાસ્ત્રાનુસાર પતિ ધર્મ તેની સાથે પ્રીતિ પૂર્વક વર્તવા લાગી. બે ચાર વરસ વીત્યા પછી ચતુરમાસનો શ્રાવણ ભાદરવો મહીનો ચાલતો હતો તેવામાં રાત્રીના સમયે વર્ષા ઋતુનો દેખાવ એવો તો આવી રહયો હતો કે જેમાં પવનની ઝકઝોર, મોર, પપૈયા, દાદુર આદિનો ઘનઘોર, અને આકાશમાં વીજળીની છટા અંધારી રાતમાં એવી તો સુશોભીત હતી કે જેમાં અજોધ્યા નગરીના રાજસભાગાં અપ્સરાઓનો નાચ અને તેમના મુખથી મલ્હાર રાગની અલાપો અને મધુર મધુર સારંગી સીતાર આદીના સુર સાથે મૃદંગ આદીની મંદ મંદ થાપ અને તેમજ મધ્યમ મધ્યમ ઘુઘરાઓનો ઝણઝણાટ લલિત લાલત રાગ સાથે થઈ રહેલા હતા. એવો આનંદનો સમય જોઇને તે દેવકલીનો પતિ અપંગ મનમાં મુઝાવા અને કહેવા લાગ્યો કે હે પ્રભુ! તેં મને હાથ પગ કેમ નથી આપ્યા કે મારાથી આ જોઇ શકાત? એવું વચન સાંભળીને દેવકળી કહેવા લાગી કે હે સ્વામિનાથ! તમે શા માટે મુઝાઓછો? તમા-

રા હાથ પગ તો હુંજ છું મારૂં શરીર તે તમારી શે-
વાનેજ માટેજ છે ને? ચાલો હું તમને તે આનંદના દેખા-
વનો લાભ આપું. આમ કહીને દેવકલી એક ટોપલી લ-
ઇ તેની અંદર લાકડીયો ઉભી કરી તેના ઉપર પાણી
ચુવે નહીં એવુ લૂગડું ઢાંકી તેની અંદર તેના પતિને
બેસાડી તે ટોપલી માથા ઉપર મૂકી સભાની પાસે ગઈ
અને ત્યાં એક બાજુ ઉપર ઉભી રહીને સભાનો દેખાવ તે-
ના પતિને બતાવવા લાગી. રાત્રીના બે વાગ્યા ત્યાં સુધી
દેવકલી તેના પતિને માથા ઉપર લઇને ઉભી રહી પણ
તેના પતિનું મન સભાની અંદર ચાલતી ધામ ધુમમાં
એટલું બધું લાગ્યું હતું કે તેની સ્ત્રી આટલી બધી વા-
રથી તેના માથા ઉપર લઇને ઉભી રહી છે તેથી તેને થા-
ક લાગ્યો હશે તેનું તેને કાંઇ ભાન રહ્યું નહીં તેમજ દે-
વકલીને પણ પતિવ્રતમાં એટલો બધો હર્ષ થયો હતો કે
તેનું જોર તે જગોએ વધ્યુંને વધ્યુંજ જતું હતું અને
કાંઇ ઓછું થતું નહોતું એટલુંજ નહીં પણ દેવકલી પો-
તાના મનમાં આનંદ પામતી હતી કે ધન્ય છે આ મારા
મસ્તકને કે તેના ઉપર આ પરમાત્મા બિરાજમાન થયા
છે અને તેઓ મુકટ તરીકે શોભી રહ્યા છો આજે મારો
ભાગ્યોદય થયો છે એવો તો સત્ય રૂપા પાર્વતિ આદિને સીતા
મહાન સતિયોનો ભાગ્યેજ થયો હશે. તે વખતે ઈંદ્રે એવો
વિચાર કર્યો કે અમારી સ્ત્રી રચિ સચિ કે બ્રહ્માની ગાયત્રી
સાવત્રી આદિ સ્ત્રીઓએ કોઈ દિવસ આવો પતિવ્રત ધર્મ

કર્યો નહીં હશે માટે એમ ન થાય કે આ સ્ત્રી અમારા રાજ્ય ઉપર દૃષ્ટી કરેતો પરમાત્મા દયાળુ દરબારથી પોતાના તપના બદલામાં અમારૂં રાજ્ય લે તો રખડવું પડે. માટે તેણે મેઘમંડળોને એવી આજ્ઞા કરી કે આ વખતે તમે મુશળધારા વરસાદ વરસાવો કે જેથી આ સ્ત્રીનું પતિવ્રત ભંગ થઇ જઇ તેમાં ખામી આવે મેઘમાળાઓ ઇંદ્રરાજાની આજ્ઞા પાળીને પવનના સપાટાની સાથે મુશલધાર વરસાદ તે પતિવ્રતા સ્ત્રી ઉપર વરસાવવા લાગ્યા પણ જેમ અગ્નિના સરોવરમાં બિંદુ પડે છે અને તે જણાતું નથી તેમ તે પતિવ્રતા સ્ત્રી ઉપર પડેલો વરસાદ તેના પતિવ્રત ધર્મના પ્રબળથી માલુમ પડી આવ્યો નહોતો અને હસ્તિના શરીરમાં કોઇ આકડાના ફુલનો પ્રહાર કરે અને તે લાગે નહીં તેમ ઇંદ્ર રાજાના તે મુશળધાર વરસાદનો પ્રહાર તેના પતિવ્રતના ધર્મ ઉપર કાંઇ પણ ખોટી અસર કરી શક્યો નહીં અને સતી દેવકલીનો પતિવ્રતાનો ધર્મ, આ કરવાથી વિશેશ વધતો ગયો. આમ જોઇ ઇંદ્ર રાજા બ્રહ્માજીની પાસે જઇ એવી સ્તુતિ કરવા લાગ્યો કે હે મહારાજ ! અજોધ્યા પુરીમાં દેવકલી નામની સ્ત્રીએ મોટો પતિવ્રત ધર્મ આચરવા માંડ્યો છે તેને વરદાન આપી તેના મનની ઇચ્છા પુર્ણ કરો. અને મારા અપરાધને લીધે તે સતિ પતિવ્રતા જો કદાપિ ક્રોધ કરશે તો સૃષ્ટિમાં મોટી હાલચાલ થશે તેમાં કાંઇ નવાઇ જણાતી નથી. ઇંદ્ર રાજાની આ વાત સાંભળી બ્રહ્માજી વિચારમાં પડ્યા અને એક દતને દેવકલી પાસે મો-

કલી હુકમ કર્યો કે તે પતિવ્રતા સ્ત્રીને મારા સ્થાન સ્વર્ગ અર્થાત બ્રહ્મ લોકમાં લઈ આવો. બ્રહ્માની આજ્ઞાનુસાર તે દૂતે દેવકલી. પાસે આવી સવિનય કહ્યું કે હે શ્રી મતિસતિજી! આપને બ્રહ્માની આજ્ઞાનુસાર બ્રહ્મ લોકમાં પધારવાનું કહેવાની મને આજ્ઞા મળી છે માટે આપ પધારો અને બ્રહ્માજી આપના પતિવ્રત ધર્મથી ઘણા ખુશી થયા છે માટે આપ જે માગશો તે મળશે માટે જલદીથી પધારો. આ વાત સાંભળી દેવકલી બોલી કે હું તે વાતની કાંઈ દરકાર રાખતી નથી; મારાપતિ બ્રહ્માને તુલ્ય છે માટે મારે ત્યાંનું કશું સુખ જોઇતું નથી; મારે અહીંયાં બધુ સુખ છે માટે હું ત્યાંની આશા પણ રાખતી નથી; મારે (સ્ત્રીઓને) માટે પતિવ્રત ધર્મ આગળ ભૂલોક, સ્વર્ગલોક, બ્રહ્મલોક આદિનુ સુખ શી વાશાતમાં છે તે હું જાણી શકતી નથી. ને કદાપિ કોઇ મૂર્ખ કહે કે સ્વર્ગ લોકમાં વધારે સુખ છે તો હું મારા પતિની આજ્ઞા વગર તે ઉપર ધ્યાન પણ આપી શકતી નથી. તમે મહેરબાની કરીને પધારો; મારા આ પતિવ્રત ને લીધે મળતા સુખમાં તમે ભંગ કરવા કેમ ધારોછો? આ સાંભળી દૂત ઉભે પગલે પાછો ફર્યો અને બ્રહ્માજી પાસે આવી દેવકલીએ કહેલી તમામ વાત કહી સંભળાવી તે સાંભળી તે ઘણા આશ્ચર્યે પામ્યા અને દુતને પાછો દેવકલીના પતિ પાસે મોકલ્યો અને કહ્યું કે જો કે તે તો ઘણો દુસ્ટ છે તેથી આ સ્થાનમાં આવવાને યોગ્ય નથી તો પણ તેની સ્ત્રીના પતિવ્રતને

લીધે તે યોગ્ય થયો છે તેથી તેને અહીં જલદી બોલાવી લાવો એટલે દેવકલી તેના પતિની શેવા કરવા તેની જોડે અહીં આવશે. આ વાત સાંભલી દૂત દેવકલીના પતિ પાસે જઈને કહેવા લાગ્યો કે આપનાં કરતવ્ય ઉપરથી જોતાં તો આપ સ્વર્ગ લોકને યોગ્ય નહોતા પણ આ માઇજીના પ્રતાપે કરી આપને બંનેને ત્યાં બોલાવે છે માટે ચાલો જલદી પધારો. આ ઉપરથી તે પતિવ્રતા સ્ત્રીના પતિએ (અપંગે) ઉત્તર આપ્યો કે અહીંની રાજ્ય સભાનું સુખ મૂકી વૈકુંઠનું સુખ મારે જોઇતું નથી અને તેમ કરવું ઉચિત નથી. આવો ઉત્તરસાંભળતાંની સાથે દૂત પાછો ફર્યો અને બ્રહ્માજી પાસે આવી કહેવા લાગ્યો કે હે મહારાજ! તે લોકો તમારા વૈકુંઠ કે દર્શનની દરકારજ રાખતા નથી ત્યારે તમે શા માટે વ્યર્થ પ્રયત્ન કરોછો? દૂત તરફથી આવી હકીકત મળતાં બ્રહ્મા તથા ઇંદ્ર વીશ્નુની પાસે જઇ તે સતિની હકીકત સંભળાવી કહેવા લાગ્યા કે હે મહારાજ! હવે અમે શું કરીએ? આવાં માણુસ તો જવલ્લેજ આવે છે માટે આપ જેમ ઉચિત ધારો તેમ કરો. વિશ્નુજીએ આ વાત સાંભળી આ બાબતમાં મહાદેવજીની સલાહ લેવા ઉચિત ધાર્યું. અને સર્વ રૂષિઓ એકઠા થઇ, તે પતિવ્રત સ્ત્રીનાં દર્શન કરવા માટે, તેનો આદર સત્કાર કરી પોત પોતાના ધામનું સુખ આપવા સારૂ તે સતી સ્ત્રી પાસે ગયા. અને તેમની તે અવસ્થા જોઈ નમસ્કાર કરી તે સ્ત્રી પુરૂષને વિશ્નુએ વિશ્નુ ધામ અર્થાત્ પોતાને ઘેર, મહાદેવે

શીવ ધામ અર્થાત પોતાને ઘેર, બ્રહ્માએ બ્રમ ધામ અ-
ર્થાત પોતાને ઘેર લઇ જવા માટે માગણી કરી; પણ દેવ-
કલ્લીએ તેનો ઉત્તર આપ્યો નહીં તેથી એક રૂશી બોલ્યો
કે આ દેવતાઓ તમને દર્શન દેવા આવ્યા છે તેમનાં દ-
ર્શનં કરી તમે કૃતાર્થ થાઓ. આ સાંભળી દેવકલ્લી ક્રોધિત
થઇ બોલિ કે મારૂં કૃતાર્થ કરનારા લોકો કોણ છે
તેમને હું ઓળખી શકતી નથી; તેઓ મારૂં શું ભલું
કરનારા છે? મારૂ કૃતાર્થ કરનાર તો મારા મસ્તક ઉપર
આ બીરાજમાન છે, ને એમનાજ દર્શનથી હું નિત્ય
કૃતાર્થ થાઊંછુ ને થઈશ; ને તમે લોકો શું મને દુષ્ટ દ્રષ્ટિથી
ભ્રષ્ટ કરવા માગોછો કે મારી પરીક્ષા લેવા આવ્યાછો!
આ સાંભળી રૂષજી મહારાજ છાનાજ થઇ ગયા અને દે-
વકલ્લીનો અપંગ પતિ બોલવા લાગ્યો કે તમે શું કહોછો?
મારી જોડે વાતચિત કરો. તમારા ધામમાં આવવાને અમે
રાજી છીએ પણ આ રાજાની રાજસભાને લીધે અમને
તુમારા દર્શનનો લાભ મલ્યો છે તે છોડી ત્યાં આવવું શું
ઉચિત છે? એ વાત સાંભળી બ્રહ્મા, વિસ્નું આદિ એ
રાજસભામાં પધારી રાજાને આજ્ઞા કરવા લાગ્યા કે તમારા
રાજમાં એક વિદ્વાન. ગુણવાન અને સત્યવાન સ્ત્રી છે તે
અમારા ધામમાં આવવાને યોગ્ય થઇ છે પણ તે તેના પ-
તિને મૂકી આવવાની ના પાડેછે અને પતિ આપના વગર આ-
વવાની ના પાડેછે માટેઆપતેમને લઇ અમારા ધામમાં પધારો.
આ ઉપરથી રાજા આદર સત્કાર કરી બોલવા લાગ્યો કે

મ્હારાજ, રાજા પ્રજાને મૂકી સુખ ભોગવે એવું ધર્મ શાસ્ત્રમાં છેજ નહીં અને તે સ્ત્રીના પતિવ્રતનું એટલું બધું પ્રાક્રમ જો છે તો મને, તેમને અને મારી પ્રજાને તેમના ધામમાં શોભિત કરો એવી મારી ઈચ્છા છે બ્રહ્માજી આ રાજાની આવી ઉત્તમ રાજનીતિ જોઈ પ્રસન્ન થઇ તે પતિવૃતા સ્ત્રીના પ્રતાપે કરી, યોગ્ય સ્ત્રી પુરૂષોને વૈમાનમાં બેસાડી આખી અજોધ્યા નગરીને પોતાને ધામ લઈ ગયા હતા. સર્વ લોકો જાણે છે કે અજોધ્યા નગરી બેવાર સ્વર્ગમાં ગઇ છે તેમાંની એક શ્રી રામચંદ્રજીનો અવતાર થયો ત્યારે તેમની સાથે ગઈ હતી અને બીજીવાર આ પતિવૃતા સ્ત્રી દેવકલીની સાથે ગઇ હતી અને જોશી લોકો કહે છે કે હજુ પણ એકવાર અજોધ્યા નગરી સ્વર્ગમાં જશે. આ સતી સ્ત્રીનું સ્થાન હજુ પણ અજોધ્યા પુરીમાં છે અને તે માતાને નામે પૂજાયછે, તેમજ તેની પતિવૃતા નાની બેન અલોપીનુ સ્થાન પ્રયાગ રાજ્યમાં દારાગંજની પાસે છે અને તે પણ દેવી તરીકે પૂજાયછે. જો બ્હેના પતિવ્રતાનું મહાત્મ એવું છે.

**ચંચલબાઈ**—વાહા તે બન્ને સ્ત્રીઓએ પતિવ્રત ધારી આવું પ્રાક્રમ કર્યું તેમને ધન્યછે! અમારી ગતિ એવી કયાંથી હોય? એવી બુધ્ધિ હોય ત્યારે કની? અમે તો શ્રીમદભાગવતાદિ પુસ્તકો સાંભળીએ છીએ અને તેમાંથી એવો સાર ગ્રહણ કરીએ છીએ કે રણછોડજી, દ્વારકાંનાથજી વિગેરેનાં દર્શન કરવાં ઉત્તમ છે ને જો ઘણુંજ ઉત્તમ કરવા ધારીએ તો અજોધ્યાપુરી

કાશીપુરીવિગેરેની યાત્રા કરી તો બસ છે. અમને કોણ આવો સારો ઉપદેશ કરે? અમારાં ધન્ય ભાગ્ય કે આજ તમારો ઉપદેશ સાંભળી અમે કૃતાર્થ થયાં. અને શ્રીમદભાગવતના દશમસ્કંધમાં અમે એમ સાંભલ્યું છે. કે એક દીવસે શ્રી કૃષ્ણજી જંગલની અંદર ગાયો ચરાવતા હતા તે વખતે ભૂખ લાગવાથી તેમના મિત્રોને કહ્યું કે મથુરાં નગરીની અંદર ચોબાઓ યજ્ઞ કરે છે તેમની પાસે જઈ ત્યાંથી મારે માટે ભોજન લઇ આવો. આ ઉપરથી તે મિત્રો યજ્ઞ થતો હતો ત્યાં જઈ કહેવા લાગ્યા કે સાક્ષાત ઇશ્વરરૂપ પરમાત્મા શ્રી કૃષ્ણજી ભૂખ્યા થયા છે ને ભોજન માગેછે માટે તે આપો તે સાંભળી યજ્ઞ કરતા બ્રાહ્મણો બોલી ઉઠયા કે હમણાં યજ્ઞ ચાલે છે તે વખતે ના અપાય માટે જઇને કહો કે ના પાડે છે, તે સાંભળી પેલા મિત્રોએ શ્રી કૃષ્ણ પાસં જઇ તે પ્રમાણે કહ્યું તે ઉપરથી શ્રી કૃષ્ણજીએ કહ્યું કે એ બ્રાહ્મણો વેદ ભણી જાણે; બીજુ શું જાણે? પણ ચોબા લોકોની સ્ત્રીઓ મને સારી રીતે ઓળખે છે તેમની પાસે જઈ મારેમાટે ભોજન માગશો તો તે લગાર પણ આનાકાની ન કરતાં ખુશીથી આપશે. આ ઉપરથી મિત્રોએ ચોબા લોકોની સ્ત્રીઓ પાસં જઈ કહ્યું શ્રીકૃષ્ણજી ભૂખ્યા થયાછે ને ભોજન માગેછે તે સાંભળતાંજ સ્ત્રીઓ મોટી મોટી થાળો ભરી વંદ્રાવનની કુંજગલીઓને પોતાની વાંસળીના સુંદર નાદથી ગજાવી મુકતા કામી શ્રીકૃષ્ણજીએ હાથે કરી ભોજન માગ્યું તેથી પોતાનો ભાગ્યોદય સમજતી, શ્રી કૃષ્ણજી પાસે ગઈ

તે વખતે તેમાંની એક સ્ત્રીને તેના પતિએ પુછ્યું કે તું ક્યાં જાય છે? તો તેણે કહ્યું કે શ્રી કૃષ્ણજી ભૂખ્યા થયા છે તેમને માટે ભોજન લઇનેજાઉછું તે ઉપરથી તેના પતિએ ના નથી જવું કહી તેને એક ઓરડીમાં પુરી પણ તે સ્ત્રીનું મન શ્રી કૃષ્ણના ઉપર એટલું બધું લાગેલું હતું કે તે તેના વિયોગથી મરણ પામી. આ વખતે તે ચતુર્ભુજ રૂપે શ્રી કૃષ્ણની આગળ સર્વ સ્ત્રીઓ અગાઉ આવી ઉભી હતી. જે વખતે શ્રી કૃષ્ણને ભોજન આપી બધી સ્ત્રીઓ ઘર તરફ આવતી હતી તે વખતે પેલી સ્ત્રીનો પતિ પોકે પોક મુકી રડતો હતો તેને સ્ત્રીઓએ પૂછ્યુ કે તું કેમ રડે છે? ત્યારે તેણે કહ્યું કે મારી સ્ત્રી ગુજરી જવાથી રડુછું ત્યારે તે સ્ત્રીઓ બોલીકે મુર્ખા! તારી સ્ત્રી મરી નથી ગઇ તે તો શ્રીકૃષ્ણજીના પ્રેમમાં લિન થઇ હતી અને તેં રોકી તેથી તે તો ત્યાં ચાલી ગઇ એ સાંભળી તે ચોબો શ્રીકૃષ્ણની પાસે જઇ કહેવા લાગ્યો કે મ્હારાજ આપના રૂપથી હું અજાણ્યો હતો માટે કૃપા કરીને મારી સ્ત્રી મને આપો.* આ સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યોકે જાઓ તે ઉપરથી અમે તમને શ્રાપ આપીએ છીએ કે તમે મુર્ખ રહેશો અને તમારી સ્ત્રીઓ ચતુર રહેશે. અને તેમજ હજુ સુધી મથુરાનગરીમાં ચાલે છે કે સ્ત્રીઓ રાજ્ય કરેછે અને ચોબા લોકો

---

* કેવી દીલગીરીની વાત છે કે પરમાત્મા પારકી સ્ત્રી છીનવી લે ને તેનો ધણી આધીનતાથી માગવા જાય !

ભીખ માગી માગીને મરી જાય છે. આવો ક્રોધિત શ્રાપ સાંભળી તે ચોબો બહુજ કરગરવા લાગ્યો ત્યારે શ્રીકૃષ્ણજી-એ કહ્યુંકે મરેલી સ્ત્રીતો જીવતી થાય નહીં પણ તું સ્વર્ગ લોકમાં જા એમ કહી તે બન્ને સ્ત્રી પુરૂષને સ્વર્ગ લોકમાં મોકલી દીધાં. આવી કથા શ્રીમદભાગવતના દશમસ્કંધમાં લખેલી છે તે શું ખોટી છે? અને શું શ્રીકૃષ્ણની મહીમા તે પ્રમાણે નથી?

મહાદેઈ—વહાલી બ્હેના આવી આવી તો ઘણી કથાઓ ધૂર્ત લોકોએ તમારા જેવી ભોળી બહેનોને ઠગવા માટે તેગજ પતિવ્રતાઓનુ પતિવ્રત નષ્ટ કરવા સારૂ પુરાણોમાં લખી દીધાં છે. એટલુંજ નહી પણ શ્રીકૃષ્ણ જેવા મહાત્મા-ઓએ પારકી સ્ત્રીઓને પોતાની શેવામાં લેવા આવાં આ-વાં પ્રયત્નો રચેલાં છે. ગરૂડ પુરાણાદિ કથાઓમાં બ્રાહ્મ-ણોએ પોતાનું પેટ પાળવા માટે કેવા કેવા પ્રપંચો રચેલાં છે તેનાથી શુ તમે અજાણ્યાં છો? અને તમારા કહ્યા પ્રમા-ણે જો ઉપરની વાર્તા સત્ય હોયતો કેવો વિરોધ આવે છે? કારણકે ઉપર કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણમાં આવી શક્તિ હતી તો જાલંધરની સ્ત્રી વિંધ્યાએ પણ પતિવ્રત ધર્મ અજાણ તાથી મુકી તેણીએ શ્રીકૃષ્ણજીનો પગ ધોઇ પીધો હતો તો ચતુર્ભુજી રૂપથી વૈકુંઠમાં કેમ ન મોકલી? તેનો વૃતાંત આ પ્રમાણે લખેલો છે તે હું તમને સક્ષેપથી કહી સાંભળાવું છું. એક સમયે મહાદેવની સાથે જાલંધરે મોટો સંગ્રામ મચાવ્યો હતો તે સંગ્રામમાં બ્રહ્મા, વિશ્નું ઇંદ્ર

આદિ સર્વ દેવતાઓ મહાદેવના મદદગાર હતા તે છતાં પણ જાલંધરના બાણુ પ્રહારથી તેઓ અતિશય વ્યાકુળ થયા અને તેને જીતી શકયા નહીં; ત્યારે છેવટે વિચાર કરતાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે જાલંધરની સ્ત્રી પતિવૃતા છે અને પતિવૃતા સ્ત્રી કોઇ દિવસ રંડાય નહીં એવો પરમાત્માનો નિયમ છે માટે જ્યાં સુધી તેનું પતિવૃત ભંગ નહીં થાય ત્યાં સુધી આપણે તેને જીતી શકીશું નહીં માટે એવો પ્રયત્ન લેવો જોઈએ કે તેનું પતિવૃત ભંગ થાય. તે પ્રયત્ન કરવા માટે શ્રીકૃષ્ણને નીમવામાં આવ્યો કે તે જઇ જાલંધરની સ્ત્રીનું પતિવૃત ભંગ કરે તેથી તે જાલંધરનું રૂપ ધારણ કરી વીંધ્યાને ઘેર જઈ જાલંધરની સેજ ઉપર સુઇ ગયા. ને વીંધ્યાએ આઠ દિવસથી પોતાના પતિનું દર્શન ન કરવા થકી ભોજન કર્યું નહોતું તે પોતાના કપટ રૂપી પતિને જોઈ, તેના પણ પગ ધોઈ ચર્ણોદિક લઇ અન્નજળ કરવા માટે પ્રયત્ન કરવા માંડયો. તેનો એવો નિયમ હતો કે પોતાના પતિનો પગ ધોઇ ચર્ણોદિક લેતી નહોતી ત્યાં સુધી જમતી નહોતી તે ભંગ થવાથી તેના પતિવૃતમાં ભંગ પડયો ને તેજ વખતે તેનો પતિ જાલંધર સંગ્રામ ભૂમિમાં મરણ પામ્યો. હવે બહેના વિચાર કરવાનો તો એજ છે કે તે ચોબાની સ્ત્રીને લઇને તે સ્ત્રી પુરૂષને સ્વર્ગમાં મોકલ્યાં તેજ શ્રી કૃષ્ણ એજ હતા તો જાલંધરની સ્ત્રીએ કપટરૂપી જાલંધરના પગ ધોવાથી મરણ પામ્યો અને તેના વિયોગથી તે સ્ત્રીને

દુઃખ થયું એમ કેમ? આવી આવી બાબતો ઉપરથી એમ માલમ પડી આવેછે કે ધુર્ત લોકોએ ચતુરાઇથી આવી આવી વાતો મુર્ખ સ્ત્રીઓને પોતાની જાળમાં ફસાવવાને માટે લખી શ્રીકૃષ્ણ જેવાને કલંકિત કરી અમારી તમામ બહેનોનો ધર્મ, ભ્રષ્ટ કરી નાંખ્યો એટલુંજ નહીં પણ અમને મહાન મૂર્ખ બનાવી મર્કટ (વાંદરા)ની પેઠે પોતે મદારિ બની નચાવે છે. જો અમારા પગમાં કેવા વાજીંત્રવાળા દાગીના કલ્લાં ધુઘરાઓ નાંખી અમારી તારીફ કરી અમને ફોસલાવે છો તે પુરૂષોનું પ્રયોજન એ છે કે જો કોઇ રૂપવાન, અથવા કુરૂપવાન સ્ત્રી માર્ગમાં ચાલે તો તેની ખબર અમને શી રીતે પડે માટે આવાં વાજીંત્રદાર ઘરેણું તેઓના પગમાં હશે તે વાગશે એટલે અમને ખબર પડશે તેથી અમે તેમને જોઇને તેમની આબરૂના ગ્રાહક થઈ પડીશું અને અમારા મસ્તક ઉપર ચાંલ્લાં સિંધુર આદિ કરવાનું પ્રયોજન પણ એજછે કે જેથી દુષ્ટ પુરૂષોની દ્રષ્ટિ ચાંલ્લા ઉપર ઠેરી શકે અને ચાંલ્લાની સમીપ નેત્રનું સ્થાન પણ એવું છે કે નેત્ર મળ્યા શીવાય રહે નહીં; એવા જોવા અનેક પ્રકારના ચરિત્રો અમારા ઉપર રચીને આપણને વિદ્યાથી દૂર રાખી મૂર્ખનાં સ્વરૂપજ બનાવી દીધાં છે! અને તમામ કલંકિત વાતો સ્ત્રીઓ ઉપર મુકી પુરૂષો પોતે નિર્દોષી થઈ બેઠા છે; જેમકે, સ્ત્રી ચરિત્રના નામથી આપણને કેવુ બદનામ આપ્યું છે કે જ્યાં પુરૂષોની વાતો ચાલે છે ત્યાં આપણી નિન્દા શિવાય બીજી કાંઇ પણ વાત થતી નથી,

સાધુ વિગેરે લોકોને ઉપદેશ કરે છે, ત્યારે પણ આપણીજ નિંદા કરવામાં આવે છે અને લોકોને એમજ કહી બતાવે છે કે, સ્ત્રી જાતિ મહાખરાબ છે, સ્ત્રી સંગ કરવો નહીં. સ્ત્રી નર્કની ખાણ છે આટલુંજ નહી પણ આવાં આવાં દૃષ્ટાંત કહી બતાવે છે કે જો સ્ત્રી સ્વપ્નામાં પ્રાપ્ત થાય છે તો પણ લજ્જિત અને દુઃખી કર્યા વિના રહેતી નથી અને "સ્ત્રી ચરિત્ર જાણે નહીં કોય, ખસમ મારકે સતી હોય" એવી એવી કલંકિત કહેવતો પુરૂષો એ આપણે માટે ઘડી રાખી છે. તે વિચાર કરવા લાયક છે ને ઉપર બહેન દ્રષ્ટિતો કરો. અને બીજી ખુબી આ જુઓ કે જ્યારે તેજ સાધુ લોકો ભીખ માગવા આવેછે. ત્યારે "માઇ" કહીને આપણુને પ્રસન્ન કરી લેછે. અને તેમજ અનાચારી પુરૂષો પણ આપણને "પ્રાણપ્રિયા, પ્યારી" એવા એવા શબ્દો કહીને ફોસલાવી દે છે. મારી વ્હાલી બહેન! હું તમારી પાસે આપણી સ્ત્રી જાતિનું દુઃખ કે જેનો પારજ નથી. તેનું કયાં સુધી વર્ણન કરી શકું?

ચંચળબાઈ—હા બહેન ખરી વાત છે. આપણા ઉપર આવું દુઃખ? ને આપણને ખબરજ નથી! આજ મારો ઘણો ઉત્તમ દિવસ હતો કે આપના જેવાં સુશીલ બહેન પાસેથી આવો ઉપદેશ મળ્યાથી મારી આંખ ઉઘડી. પણ હે મારી દયાળુ બહેન! જેવી રીતે તમે પતિવ્રતા સ્ત્રીનું દ્રષ્ટાંત આપી અમને સંતોષ આપ્યો છે. તેવી રીતે પતિવ્રત હિન અને સ્રભિષ્ટ સ્ત્રીનાં દ્રષ્ટાંત આપી અમને સંતો

ષ પમાડો. કારણ કે જ્યારે પતિવ્રતા સ્ત્રીઓની આવી પદ્ધિ થાય છે ત્યારે પતિવ્રત હિન અને લોભિષ્ટ સ્ત્રીઓની શી સ્થિતિ થતી હશે તે જાણુવાની અમારી ઘણી ઇચ્છાછે.

મહાદેઇ—વ્હાલી બહેન! હું ઘણી ખુશીની સાથે એ વાતો તમને સંભળાવું છું તે સાંભળો. જે સ્ત્રીઓ લોભિષ્ટ હોય છે. તેમની મહા દુર્ગતિ થાય છે. કારણ કે જ્યારે કોઈ દુષ્ટ પુ· રૂષ તેમને દ્રવ્ય, દાગીના અને સારાં વસ્ત્રાદિનો લોભ આપે છે ત્યારે તે મુર્ખો પોતાની અમુલ્ય આબરૂ ખોઇ બેસે છે અને દુષ્ટ પુરૂષોની સાથે પોતાનું નામ બદનામ કરી, પોતાના તથા બીજાના ધર્મ કર્મ ભ્રષ્ટ કરી, અંત સમયે માતપિતાને પણ કલંકિત કરી પોતે ધન આદિથી વીમુખ રહી, નિર્લજ થઇ પોતાની જીંદગી વ્યર્થ ગુમાવે છે. જો બેહેન! આ પ્રસંગે મને નજરે જોયેલી એક પતિવ્રત હિન સ્ત્રીની વાત યાદ આવી છે તે કહું છું તે સાંભળો. આપણા આજ ગુજરાત દેશમાં એક મોટો આબરૂદાર શેઠ રહેતો હતો અને તેમના ઘરમાં દ્રવ્ય સંતાનાદીનું સુખ પણ હતું અને તે સંતાનમાં એક સુપાત્ર સુર્ય પ્રકાશ જેવી કન્યા હતી તેને પણ ફક્ત એકજ સંતાન અર્થાત્ પાર્વતિ નામની એક છોડી જન્મી હતી.

છોડીનો જન્મ થતાંજ કાંઇક કાળ વીત્યા બાદ તેની માતા મર્ણ પામી તેથી તે પાર્વતીને અત્યંત દુઃખ બાલ્યાવસ્થા- માં પડયું પણ તેના દાદાએ તે કન્યા ઉપર દયા લાવી તે- નું પાલણ પોષણ કર્યું અને જ્યારે તે વિવાહ કરવા

લાયક થઇ ત્યારે તેનું લગ્ન એક ઉત્તમ, કુલિન સુપાત્ર બાળક સાથે કર્યું પણ તે પાર્વતીનો સ્વભાવ કુટીલ અને મુર્ખ હોવાથી પહેલેજ દિવસે પોંતાના પતિ સાથે દ્રવ્યને માટે તકરાર કરી અને તેનું અપમાન કરી પોતાનું પતિ વ્રત ધર્મ સાચવ્યું નહીં ને તેના સાથે કડુક વચન પણ બોલી હતી, તેથા તેણે તેને કાઢી મુકી તેથી તે પોતાના ઘરમાં આવી અને પોતાનાં મોસાળાંયાંની આગળ રડી મુર્ખતા બતાવી કે તે સઘળાં તેની તરફેણ ખેંચી તેના પતિને વઢવા ગયાં. તેથી તે પતીએ તેને અધીક મુર્ખ અને દુષ્ટ સમજી છાંડી દીધી. આ વાત સઘળા ગામમાં ફેલાવાથાં પાવતીના આવા સ્વભાવને લીધે તેને કોઇ પતી મળતો નહોતો અને આવાં પાપ કરવાને લીધે તેના દાદાના ઘરમાં એક સંતાન હતું તેનો પણ નાશ થઈ ગયો ને પછીથી પાર્વતી શીવાય બીજું કોઈ તેના ઘરમાં રહ્યું નહીં તેથી તેનો દાદો તેના ઉપર બહુ પ્રેમ રાખતો અને પાર્વતી પણ લોભના ફંદામાં ફસાઇ ને સમજતા કે આ ઘરમાં મારા શીવાય હવે બીજું કોઈ નથી તેથી મારા દાદાનું દ્રવ્યાદી હવે મારે હાથ આવશે. આ ઉપરાંત પાર્વતીમાં બીજું કુલક્ષણ એ હતું કે તેનો પીતા બીચારો એકલો હતો તેની શેવા ચાકરી પારવતી કોઇ દીવસ કરતી નહોતી એટલુંજ નહી પણ તેને રોટલો સરખોએ કોઈ દીવસ તે માંદો પડતો હતો તો તેને જોવા પણ જતીન હતી.

ઉલટી ગ:ળો ભાંડતી હતી. * આવાં આવાં પાપોને લીધે તેને કુષ્ટાદીના રોગ થયા તો પણ તેની દરકાર ન રાખતાં તે તેના પતિ કે પિતાના શેવામાં હાજર થતી નહોતી અને પોતાના દાદાને ઘેર દ્રવ્ય હતું ત્યાં પડી રહેતી હતી. આ પ્રમાણે ચાલતાં તે યુવાવસ્થાએ પહોંચી અને તેને કોઇ સ્વીકારતો નહોતો. ત્યારે તે પોતાના દાદાદીથી છાના-માના એક કોઈ અન્ય જાતીના પુરૂષ સાથે પ્રતિજ્ઞા પૂર્વક બંધાઇ તેને પોતાનો પતિ ઠરાવી લીધો અને તેની સાથે સ્રીપુરૂષની માફક વર્તવા લાગી. હવે જ્યારે એને ગર્ભ રહયો ત્યારે તેણે તેના નવીન પતીને કહ્યું કે તમે આ ગર્ભપાત કરો કારણકે મારે તમારી સાથે રહેવુ નથી. અને જો તમે તેમ નહીં કરો તો હું અફીણ ખાઇને મરી જઇશ. તે સાંભળી તેનો પતી લજ્જીત અને શોચીત થઇ આંખમાં આસુ લાવી વીચારવા લાગ્યો કે આવું દુષ્ટ કર્મ મારાથી કેમ થશે? અને આવા દુષ્ટની સોબત મને ક્યાંથી મળી? આમ વી-ચાર કરી પારવતીને સમજણ પાડી કે જો તારે આમ કરવું હતુ તો માગં અને તારાં ધર્મ કર્મ કેમ ભ્રષ્ટ કર્યાં? હવે તને સુપાત્ર બાળક ઉત્પન્ન થશે અને તારો જન્મારો સફળ થશે તો તું આવી હત્યા કરવા કેમ ધારે છે? ત્યારે પાર્વતિ એમ બોલી કે મારા જન્મારાની મહેનત વ્યર્થ થ-ઈ જશે; કારણ કે મારા દાદાદીની માયા ઉપર

* આવું સંતાન થાય તોએ શું? અને ન થાય તોએ શું

અરૂચી થશે તેથી તેનું ધન મને મળશે નહીં. આ સાંભળી તેના ધણીએ તેને ફરીથી સમજાવી કે અરે મુર્ખા ધન કોઈનો સાથી થયુ નથી ને થશેજ નહીં અને પુત્ર તથા પતિવ્રત ધર્મ તને આ ભવસાગર પાર ઉતારશે. પણ તે લોભના ફંદામાં ફસાએલી હોવાથી આ વાતને ન ગણતાં તેણે તે ઉપર કાંઇ લક્ષ આપ્યું નહીં, અને તેનો પતિ પણ ગર્ભપાત કરવો અધમ જાણી કર્યો નહીં; તે ન કરવાથી પાર્વતિ તેના ઉપર ગુસ્સે થઈ કોઈ ત્રીજા પતિની શોધ કરવા લાગી. તેની ચાલ ચલગત ખરાબ હોવાથી તેને પતિ મળતો નહોતો તેથી એક મુર્ખ અને ધરડા પુરૂષને કન્યા મળતી નહોતી તેને એવા વિચારથી પતિ કરી લીધો કે આવા મૂર્ખ અને ધરડાને સ્ત્રી ક્યાંથી મળવાની છે પણ હું તો લાગ ફાવે બીજાને પતિ કરી લઇશ. આ વખતે તેના મધ્ય પતિએ તેને દુષ્ટ, મૂર્ખ અને લોભિષ્ટ જાણી તેનો ત્યાગ કરી દીધો હતો પણ પાર્વતિ એવા વિચારથી તેનો ખ્યાલ છોડતી નહોતી કે મને જ્યારે ઉત્તમ અને ભાગ્યશાળી પુત્ર થશે ત્યારે હું તેને મૂકી [illegible]ના તરફ જોઇશ નહી. અને તેનો બીજો પતિ તેનો આ[illegible] જાણતો હતો પણ તેની સ્થિતિ ખરાબ ન થાય એમ સમજી તેને એવી શીખામણ આપી કે જે દિવસે તું તારા ત્રીજા પતિ પાસે જાય તેજ દિવસે તું તેને એમ કહેજે કે મને રજસ્વાળા

પ્રાપ્ત થઇ છે એટલે હાલ તને દોઢ બે માસ થયા છે તેથી એમ કરતાં કરતાં દસ માસ થશે એટલે તને પુત્રી નહીં થતાં પુત્ર થશે તેથી તારા ઉપર આક્ષેપ કરી શકશે નહી; અને એક બે માસ વત્તા ઓછી થશે તેમાં શું થઇ જશે? કારણકે, કોઈ કોઇ ઠેકાણે પુત્ર આઠ માસે પણ જન્મે છે. આ વાત સાંભળી તેના મનમાં સંતોષ થયો અને તે પ્રમાણે તેને પુત્રની ઉત્પત્તિ થયા પછી પાર્વતીએ તેના બીજા પતિનો પણ ત્યાગ કર્યો અને તે પતિએતો તેનો પહેલેથીજ ત્યાગ કર્યો હતો. માસ બે માસ વીત્યા પછી તેનાં અધર્મે (પતીવૃતહીન) આચરણને લીધે તેનાં મોસાળાદિ સગાંઓનો જડ મુળથી નાશજ થઇ ગયો અને તેના બારણા ઉપર દીવા બાળનાર સરખુંએ કોઈ રહ્યું નહીં અને જે દ્રવ્ય પ્રાપ્ત કરવાના લોભે કરી પાર્વતિએ આવાં ખરાબ આચરણ કરી પોતાના અમુલ્ય પતિવ્રતમાં ભંગ પાડયો હતો તેસઘળું દ્રવ્ય તેની એક મ્હોટી બેન જે ઘણી ચતુર હતી તેણે ઘણા પ્રપંચથી લઇ તેના કબજામાં કરી લીધું. હવે પાર્વતિ એકલી પડવાથી તેના ત્રીજા મુર્ખ અને ઘરડા પતિને શરણે રોટલા ખાવાને માટે પડી ત્યાં પણ તેનું દુષ્ટ કર્મ તેને એવું નડયું કે તેના બાળકનો પણ નાશ થઇ ગયો.*હવે તે એકલી સુકાયેલા ફળફુલ વિનાનાં ઝાડની માફક રખડતી રહી. જો બહેના લોભી અને પતિવ્રત હિન સ્ત્રીઓની આવી દુર્દશા થાય છે અને લોભીષ્ટ સ્ત્રીઓ પોતાના માતા પિતાની પણ થતી નથી તેમજ

* હા! લોભ અને દુષ્ટ કર્મ કેવું દુઃખ આપે છે!

પતિવ્રત આદિની કાંઇ દરકારપણ રાખતી નથી. જેમકે આ પાર્વતિ તેના પિતાની તેમજ તેના પહેલા કે બીજા પતિની પણ થઇ નહીં તેમજ તેના મોસાળવાળાઓને સંતાનાદિ ન હોવાથી એવી આશા હતી કે હશે અમારે સંતાન નથી તો કાંઇ ફીકરનહીં પણ તે બારણા ઉપર દીવાતો બાળશે તે વખત પણ આવ્યો નહીં એટલુંજ નહીં પણ તેણે ત્યાં તાળુ વાશી રોગિ મૂર્ખ, અને ઘરડા પતિની પાસે રહી, તેના રોટલા ખાઇ, અનાચારીઓના કુસંગમાં પડી, વાંઝણીનું કલંક મસ્તક ઉપર ધારણ કરી ગામમાં રખડી રખડીને પોતાનો જન્મારો પુરો કર્યો.* પાર્વતિના મનમાં આગાઉ એમ હતું કે હું દ્રવ્યાદિએ કરી મોટી શેઠાણી બની મારા પતિની જોડે તેલ, અત્તર ફુલેલ લગાડી સુંદર વસ્ત્ર અને દાગીના આદિ પહેરી ભોગ વિલાસ કરીશ તેમાંનું કશું, પતિવ્રત ભંગ થવાથી ન બન્યું અને તે આવી માઠી દશાએ પહોચી. તે મુર્ખ આનુ દુ:ખ જોઇ તેનો બીજો પતિ દુ:ખી તો થતો હતો પણ તેનાં કર્મનાં ફળ તેને નડે છે એમ સમજી તે તેનો ઉપાય લેતો નહોતો. બહેનો પતિવ્રતહિન અને લોભીષ્ટ સ્ત્રી કેવી સ્થિતિએ પહોચે છે તે આ દ્રષ્ટાંત સાંભળ્યાથી તમારા સમજવામાં આવ્યું હશે.

## મુર્ખ સ્ત્રીઓનાં લક્ષણ.

તે કઠોર ચિત્ત વાળી હોય છે આંખમાં શરમ રાખતી નથી, ઘાંટા પાડીને રડે છે, [illegible] ઘરેણાં પહેરવાની ઇચ્છા રાખેછે, પુરૂષોને [illegible] સંતોષ

* આવાં [illegible] રાખે તે મુર્ખ.

નહીં પામતાં અન્ય પુરૂષનું દર્શન કરે છે, પતિ પૂજન કરતી નથી પણ મંદીરમાં ભટકે છે, પતિ સેવા કરતી નથી અને સંત સેવા કરે છે, પતિના સામું બોલી કઠોર વચન કહેછે, ભૂત પ્રેતાદિના ખોટા ઢોંગ કરી બીજાની શ્રધ્ધા પોતાના ઉપર બેસાડવાનો પ્રયત્ન કરેછે, મદ્ય માંસ ખાય છે, રસ્તામાં ચાલતાં માથા ઉપરથી સાલ્લો ખસેડી નાંખી વાળ ઉઘાડા મુકે છે ને વળી ઢાંકે છે ને વળી ઉઘાડા મુકે છે. પગમાં કલ્લાં, સાંકળાં વિગેરે ઘરેણાં પહેરી પગ પછાડે છે, પોતાના સ્વામિની જોડે હઠ કરે છે, પોતાનિ પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. લોભને વશ થઈ જુઠું બોલે છે, ચોરી કરે છે, રસ્તામાં ચાલતાં આંખો ફેરવે છે, ગલીમાં સાપને આકારે ચાલે છે, સંગારાદિ કથા વાર્તાઓ સાંભળે છે, નાટક ચેટક જુએ છે, ભજન મંડળીઓમાં આનંદ પામે છે, પતિવ્રત પાળતી નથી અને અન્ય વૃતો કરી ભુખે મરે છે, મંત્ર જંત્ર, દોરા આદિ બનાવરાવાને બહાને રખડે છે, નદી તળાવ આદિએ નહાય છે, ફુલના ગજરા હાર આદિ પોતાના પ્રિય પતિના ગળામાં નાંખવાને બદલે સાધુ સન્તના ગળામાં નાંખે છે એવાં એવાં અનેક તેમનાં લક્ષણ હોય છે.

**ચંચળબાઈ**—ત્યારે શું દર્શન ન કરવાં જોઇએ!

**મહાદેવ**—નહીં. દર્શન કરવાથી સ્ત્રીઓની આબરૂ જાય છે અને અનાચાર વધે છે. તેઓએ પોતાના પતિનાં દર્શન કરવાં જોઈએ.

ચંચલબાઈ—દેવ ઉપર ફુલ ન ચઢાવવાં જોઇએ?

મહાદેઈ—નહીં. પોતાના પતિ ઉપર ચઢાવવાં જોઇએ. દેવ કંઇ તમારા ફૂલના ભૂખ્યા નથી.

ચંચલબાઈ—અને ઘરેણાં પણ ન પહેરવાં જોઇએ?

મહાદેઇ—નહીં. ઘરેણાં પહેરવાની કાંઇ જરૂર નથી. અને જરૂર તો શયન શાલામાં પતિની શેવાની વખતે પહેરવાં જોઇએ, કારણ કે ઘરેણાં પહેરવાથી દુષ્ટ પુરૂષોનાં મન લલચાય છે. અને આપણું મન ભ્રષ્ટ થઇ બીજાના ફંદામાં ફસાય છે.

ચંચલબાઇ——અને શું નદી ગંગાદિમાં સ્નાન પણ કરવું ન જોઇએ?

મહાદેઇ-નહીં. જો કરવું હોયતો પોતાના સ્વામિની સાથે એકલાં નહીં.

ચંચલબાઈ——અને શું કથા વાર્તાઓ સાંભળવી ન જોઈએ?

મહાદેઇ——નહીં. પોતેજ વાંચી લેવી જોઇએ અથવા પોતાના સ્વામિને મ્હોડેથીજ સાંભળી લેવી જોઈએ.

ચંચલબાઈ——ભજન કરવાં જોઈએ કે નહીં?

મહાદેઇ——પોતાના ઘરમાં કરવાં જોઇએ.

ચંચલબાઈ——બહેન? તમે કહોછો કે મંત્ર જંત્ર બધું ખોટું છે તે શું ખરૂં છે?

મહાદેઇ——હા બહેન. એ બધું મુર્ખ લોકોએ આપણને ફાંદામાં ફસાવવાને માટે કર્યું છે. જો તે ખરાં હોય તો કસાઇ લોકો ગાયને મારે છે તેમને કેમ કોઇ મુઠ ચોટ કરી બતાવતું નથી?

**ચંચળબાઈ**—આ વાત તો ખરી. પણ બહેન તમે એમ પણ કહોછો કે ભુત પ્રેતની વાત પણ ખોટી છે? તે મારા માનવામાં આવતી નથી. કારણ કે તે લોકો ધુણેછે, બોલે છે, ગુપ્ત વાતો બતાવી દેછે તે કેમ?

**મહાદેઇ**—બહેન! ભૂત પ્રેત કોને આવે છે તે તો તમે વિચારો. જે મહા મૂર્ખ અને અનાચરણિ હોય છે તેનેજ આવે છે. અને કોઇ દિવસ તમે એમ સાંભળ્યું નહીં હશે કે કોઈ વિદ્વાન સ્ત્રીને કે વ્રિદ્વાન પુરૂષને ભૂત આવ્યું. ને આ ભૂત પિશાચાદિ વાતોમાં મેં અનુભવ લીધો છે કારણ કે મારા પતિ, ભૂત, પિશાચના મંત્ર જંત્ર, દોરા, વશિકરણ વિગેરે કરતા હતા તે શી રીતે કરતા હતા તે હું જાણું છું; તે કહુંછું તે સાંભળો. જે વખતે કોઇ ભૂત પિશાચવાળી સ્ત્રી મારા સ્વામિ પાસે આવતી હતી તે વખતે મારા સ્વામિ બધાના દેખતાં એમ કહેતા હતા કે જો આ સ્ત્રીને ભુત પિશાચ કાંઇ આવતું હશે તો તે મારા મંત્રથી ધુણશે અને જો ઢોંગ હશે તો કંઇ થશે નહીં. આ વાત સાંભળી ભૂતવાળી સ્ત્રી મનમાં વિચારતી કે જો હું એમની આગળ ધુણીશ નહીં તો બધાં મને ઢોંગી ઠરાવશે, ને મારા સ્વામિ ધુપ દિવા આદિ કરતા હતા કે તરતજ તે સ્ત્રી ધુણીને વાતચિત કરવા લાગતી હતી અને મારા સ્વામિ જે જે વાતો પૂછતા હતા તેનો ઉત્તર આપતી હતી. પછી મારા સ્વામિ તે સ્ત્રીનાં સગાંવહાલાં પાસે અમુક રકમ ઠરાવી તે સ્ત્રીને કાનમાં કહેતા કે તું ઢોંગ કરે છે તે મેં જાણ્યું છે માટે જો તું

હવેથી આવો ઢોંગ કરીશ તો હું તારાં સગાંવહાલાંને કહી દેઇશ. આવી ધાસ્તીને લીધે તે સ્ત્રી ફરીથી ભૂત લાવતી નહોતી બહેન! આવાં આવાં પ્રપંચ અમે અમારા સ્વામિને લીધે જોયેલા છે અને જાણીએ છીએ કે ભૂતની વાતતો તદન ખોટી છે; અને જો સત્ય હોય તો આપણુનેજ આવે છે, અને ઇંગ્રેજી સ્ત્રી આદિને કેમ નથી આવતું ? શું પરમાત્માએ નિરદય થઈ આ હિંદુસ્તાનની સ્ત્રીઓ માટેજ ભૂત બનાવ્યાં છે? અને અમેરિકા, આફ્રિકા, જર્મની વિગેરેમાં કેમ નથી ? માટે બહેન! તમે આમ વિચાર કરો કે વિધા વિના અનાચારમાં પડી આવાં આવાં કર્તવ્યો કરી, દુરગતિ ભોગવવી પડે છે; અને આપણા પૈસાની ખરાબી પણ થાય છે; આપણી આબરૂમાં ડાઘ પણ લાગે છે અને દુષ્ટ પુરૂષો આપણા શરીરનો સ્પર્શ કરી આપણુને હેરાન કરે છે તોપણ ખરાબ કર્તવ્યને લીધે આપણે તે વખતે બોલી શકતાં નથી માટે આવાં કરતવ્ય શા માટે કરવાં જોઇએ?

**ચંચળબાઈ**—બહેન! તમારો સ્વામિ વશીકરણ કરતો હોય તો મારા સ્વામિ ઘણા કઠોર છે તેને વશીકરણ કરાવી આપો અને મારી સાસુ ડાકણ જેવા છે તેને મારણમંત્રથી મારી નંખાવો.

**મહાદેઇ**—હાય બહેન! આ શું ? મેં તમને આટલી બધી વાર ઉપદેશ કર્યો તો પણ તમને કંઇ સમજણ પડી નહીં ને તમે આવી આવી વહેમ ભરેલી વાતો કરતાં જાઓછો. વહાલી બહેન! જો તમે વિધા ભણ્યાં હોત તો તમને સમજણ કેમ ન પડત ? હું તમને પૂછુંછું કે તમે પતિને

વશ કરાવી શું કરશો ? તમારા પતિને વશીકરણ કરાવ-
વાની શી જરૂર છે? શું તમને તે કાંઇ કામ કરવામાં અ-
ડચણ કરે છે કે તમે તેનાથી કાંઇ છાનું કરવા ધારોછો !
તમારી સાસુ પણ તમને હરકત કરતી હશે કે તમે તેને
મારી નાંખવાનો ઉપાય સોધોછો.

**ચંચળબાઇ**—( આશ્ચર્ય પામી ) શું બહેન તમે જયોતિષ જાણોછો
કે અમારી મનની વાત જાણી ગયાં ? વારૂ ત્યારે આવું
કામ તો હવે તમારા બોધથી નહીં કરાતું પણ જો તમે
જયોતિષ જાણતાં હો તો મારા નશીબની કંઇ વાત તો
કહી આપો.

**મહાદેઈ**—અરે બહેન હું જયોતિષ નથી જાણતી. ફકત તમારા બો-
લવા ઉપરથી મને તમારી ગુપ્ત વાતોની ખબર પડી ગઇ
તેમજ બુધ્ધિવાન, વિદ્વાન અને ચતુર લોકો વાતો ઉપ-
રથીજ જાણી લેછે. જો બહેના આવી આવી વાતો કરવાથી
પોતાની ગુપ્ત વાતો ઉઘાડી પડે છે અને તેમની આબરૂ
જવામાં શી બાકી રહે છે? તમે જયોતિષ વિશે પૂ-
છોછો તે એવીજ જાતનો એક પ્રપંચ છે. જો જયોતિષ
વિદ્યા સાચી હોયતો જોષીઓની છોડીયો કેમ રંડાય ?
અને તેઓએ જમીન, દ્રવ્ય આદિ જોયું હોય તે છતાં
કંગાળ કેમ થઇ જાય? માટે એ વિદ્યામાં પણ ભોળા લો-
કોને ઠગવાને માટે પ્રપંચ રચવામાં આવ્યો છે. જયોતિષ
તો એક ગણીત વિદ્યાનું નામ છે તેથી આકાશ, ભુમંડળ
અને ગ્રહણાદિનો હીસાબ માલુમ પડે છે. બીજું કાંઈ

માલુમ પડતું નથી અને ફલાદેશ વિગેરેના તેમાં પ્રપંચ કરવામાં આવ્યા છે તે જોશીઓનાં પેટ ભરવા માટેજ છે. જે મારા સ્વામિ જ્યોતિષ અને વશીકરણ બન્નેમાં જેજે પ્રપંચ કરતા હતા હતા તેનું દ્રષ્ટાંત આપું છું તે સાંભળો. સંવત ૧૯૩૯માં હુ અને મારા સ્વામિ નર્મદાની પ્રદક્ષણા કરતાં હતાં ને સંવત ૧૯૪૦ માં ભરૂચ શહેર આવી દીસાસુમેર ઘાટના ઉપર ઉતર્યાં હતાં તે વખતે મારા પતિ પાખંડ જાળમાં ફસી જવાને લીધે એવા એવા પાખંડો કરી ગુજરાન ચલાવતા હતા અને ભરૂચ શહેરમાં તેઓ અનુષ્ઠાનિ મંત્ર શાસ્ત્રીઓ, અને રમલ જાણવા વાળાઓમાં ગણાઇ ચુક્યા હતા તે ખ્યાતિ સાંભળીને એક મંછાબાઇ નામની સ્ત્રી નર્મદા નામની તેની એક છોકરીને સાથે લઇ મારા સ્વામિની પાસે આવી અને એમ કહેવા લાગીકે મ્હારાજ! આ છોકરીને તેનો પતિ તેડતો નથી માટે એમ કરોકે તે તેને વશ થઇ તેને તેડે; અમે જ્યારે તેડશે ત્યાર પછી તમને સો રૂપૈયા આપીશું. ને તેની ખાત્રી તમને ત્રીજે ઠેકાણે કરાવી પણ આપીશું, આ વાત સાંભળી મારા સ્વામિએ કહ્યું કે ઠીક, પણ અનુષ્ઠાનના પાંચ રૂપીયા તો પહેલા આપવા પડશે અને સો રૂપીયાની ખાત્રી તમે બાળાનંદ બ્રહ્મચારી કે જેઓ દીસાસુમેર ઘાટ ઉપર રહે છે તેમની કરાવી આપો. મંછાબાઇએ આ વાતની હા પાડી તે પ્રમાણે કર્યું ને મારા સ્વામિ પણ તેજ તિથિથી અનુષ્ઠાન કરવા લાગ્યા ને તેની મુદત

બત્રીસ દીવસની આપવામાં આવી ને કરાર એવો હતો કે જે દિવસે અનુષ્ઠાન પુરૂં થશે તે દિવસે નર્મદાનો પતિ તમારે ઘેર આવશે. દશ દિવસ પછી હું અને મારા સ્વામિ વિચાર કરતાં હતાં કે મંત્ર જંત્રનું કાંઈ પ્રાક્રમ નથી અને આ સો રૂપીયા શી રીતે મેળવાશે? આમ કરતાં કરતાં વીસ દીવસ થયા એટલે મારા સ્વામિએ નર્મદાને બોલાવી તેના સાસરાની જાહેર તથા ગુપ્ત સઘળી હકીકત પુછી લીધી અને તેને કહ્યું કે તું મને તારૂં સાસરૂં બતાવ કે હું ત્યાં કાંઇ મંત્ર જંત્ર કે ચીઠી દાટી આવું તેથી તારા પતિનું મન તારા તરફ વળી જાય. આ સાંભળી નર્મદાએ તેના સાસરાની તમામ હકીકત કહી મારા સ્વામિની સાથે એક છોકરાને મોકલી તેનું સાસરૂં બતાવરાવ્યું. ત્યાર પછી બીજે કે ત્રીજે દીવસે ખરા બપોરને વખતે મારા સ્વામિ નર્મદાના સાસરા તરફ ફરતા ફરતા જઈને તેના ઓટલા ઉપર આરામ લેવા બેઠા તે વખતે નરમદાના વર હરજીવનને જોઇને કહ્યું કે મને તરસ લાગી છે માટે આટલામાંથી કોઇ બ્રાહ્મણને ઘેરથી પાણી લાવી આપો તો તમારૂં કલ્યાણ થશે. આ ઉપરથી તેણે એક બ્રાહ્મણને ત્યાંથી પાણી લાવી આપ્યું તેથી મારા સ્વામિ તે પીને પ્રસન્નતાનો ડોળ બતાવી તેના તરફ જોઇ તેની ગુપ્ત વાતો તેની સ્ત્રીને જે પુછી જોઇ હતી તે કહેવા લાગ્યા આ સાંભળી નર્મદાનો પતિ ઘણી શ્રધ્ધા સાથે તેના નશીબની વાતો પુછવા લાગ્યો.

આ ઉપરથી મારા પતિએ નરમદા પાસેથી સાંભળ્યું હતું તે કહ્યું કે તમે એક વર્ષના હતા ત્યારે તમારા પિતા ગુજરી ગયા હતા અને તમારા ભાઇ રેલવેમાં કોઇ બીજે ઠેકાણે વેપાર કરતા હતા ત્યાં રોગ ·જવાથી પરદેશ જતા રહ્યા છે; એવી એવી ઘણી વાતો કહી તેને જ્યોતિષ જાળના ફંદામાં ફસાવી દીધો. આ પ્રમાણે જેમ જેમ તેની શ્રદ્ધા મારા સ્વામિ ઉપર વધતી ગઈ તેમ તેમ તે તેની આગળની સ્થિતિ વિશે પૂછવા લાગ્યો તે વખતે મારા સ્વામિએ કહ્યું કે આવતા વરસના માગશર માસમાં તારી સ્ત્રીને ગર્ભ રહેશે અને તેને આઠ દસ માસ પછી પ્રસવ થશે એટલે તારા ઘરમાં આશરે પચાસ હજાર રૂપીયાની પુંજી થઇ જશે. આ ખુશી ભરેલાં શબ્દ સાભળીને તેની સ્ત્રીને તેડવાની તેની મરજી થઈ ગઈ અને એમ કહેવા લાગ્યો કે મ્હારાજ! મારી સ્ત્રી તો મારે ઘેર આવતીજ નથી તેને હું શી રીતે તેડી લાવું? ત્યારે મારા સ્વામિએ કહ્યું કે ફીકર નહીં. તું દીસાસુમેરના ઘાટ ઉપર મારે મુકામે આવજે એટલે હું તને એવો વખત ખોળી આપીશ કે તુ તે વખતે તારી સ્ત્રીને ત્યાં જઇશ કે તરતજ તે ઘણા આદર સત્કાર સાથે તારૂં પૂજન કરશે અને તારી જોડે આવશે પણ આ કામને માટે હું તારી પાસેથી દસ રૂપીયા લઇશ. આ સાંભળી હરજીવન ગરીબ સ્થિતિમાં હતો તેણે એવો ઠરાવ કરયો કે મારી સ્ત્રી મારે ઘેર આવે ત્યાર પછી હું પાંચ રૂપીયા આપું અને તે વાત મારા સ્વામિએ ક-

ખુલ રાખી તેને દીસાસુમેર ઘાટ ઉપર આવવાનું કહી ઘેર આવ્યા. કબુલત પ્રમાણે બીજે દીવસે હરજીવન તેની માને જોડે લઇ ઘણી શ્રદ્ધા સાથે અમારા મુકામ ઉપર આવ્યો, ત્યારે મારા સ્વામિએ તેને માન પૂરવક બેસાડી જ્યોતિષનું ડોળ બતાવી, ચોપડીઓ ફેંદી, જે દિવસે નરમદાનું અનુષ્ટાન પુરૂં થવાનું હતું તે દિવસ એક ચીઠીમાં લખી તે ચીઠી હરજીવનને આપી કહ્યું કે આ ચીઠીમાં લખેલા વખતે તમે તમારે સાસરે જજો તે વખતે તમારાં સાસરીયાં તમને આદર સતકારથી બોલાવી તમારૂં પૂજન તમારી સ્ત્રી કરશે અને તમારી આરતી કરી તમને ફુલ ગજરા પહેરાવશે અને નરમદા તમારી જોડે ઘેર આવશે. ચીઠી લઇ હરજીવન ઘેર ગયો. અને અનુષ્ટાન પુરૂ થવાને બે દિવસ રહ્યા એટલે મારા સ્વામિએ નરમદાને બોલાવી કહ્યું કે ભગવતિ પ્રસન્ન થયાં છે અને તેમણે મને વરદાન આપ્યું છે કે સોમવારને દીવસે સવારના દસ વાગે નર્મદાના પતિ હરજીવનને મારો દૂત નરમદાને ત્યાં લઇ જશે; તેથી તમે તે વખતે ફુલ ગજરા, હાર અને આરતી લઇ તૈયાર રહેજો અને તમારો પતિ આવે તે વખતે તેના ગળામા હાર આરોપી તેની આરતી ઉતારજો કે તેથી તે ખુશી થઇ, જન્મારા સુધી તમારે વશ રહે; તે વખતે તમે "મારા વ્હાલા સ્વામિનાથ! મારા ઉપર કેમ ગુસ્સે થયા છો? મન કેમ છોડી દીધી છે? મને તમારી જોડે લઇ ચાલો" એવી એવી મધુરવાણી બોલજો તેથી તમારો પતિવ્રત ધર્મ આરૂઢ થઇ તમારો

જન્મારો સફળ થાય. પછી નર્મદા તથા હરજીવને મારા સ્વામિના કહ્યા પ્રમાણે કર્યું તેથી તે બન્નેની ઇચ્છા પાર પડી. જો બહેન! જગતમાં આ પ્રમાણે પ્રપંચ થાય છે, તે મૂર્ખ લોકો સમજી શકતા નથી. તે તો ચતુર, બુદ્ધિમાન લોકો જાણે છે, અને કરે છે. હવે કોઇ હરજીવનને એમ કહેકે જ્યોતિષ ખોટું છે તો તે કેમ માનશે? અને નર્મદાને કહે કે મંત્ર ખોટો છે, તો તે તે કેમ માનશે? બહેન! દુનિયામાં આવાં આવાં પ્રપંચો ચાલે છે તેની સામો કોઈ સત્યવાદી થાય છે તો તે પ્રપંચી જોશીઓ અને મંત્ર જંત્ર તથા વશીકરણ કરનારાઓ જેમ દ્રવ્ય ગીરાસ આદિ ઉપર પોતાનું ગુજરાન ચાલતું હોય તેને કોઇ જીવ જતાંસુધી પણ તુટવા ન દે તેમ જોતિષ અને મંત્ર જંત્ર તેમનું ગુજરાન ચલાવનાર થઇ પડયાં છે તે ખરાં છે, ખરાં છે, એમ કહી નકામી તકરાર કરી તેને માટે જીવ પણ કાઢવા તૈયાર થાય છે. માટે મારી વ્હાલી બહેન! તમે આવી બાબતોનો કદી વિશ્વાસ કરશો નહીં અને મુઠ ચોટમાં પણ આવીજ તરેહનો પ્રપંચ ચાલે છે; કારણ કે જગતમાં એવી પણ વસ્તુઓ છે કે તે લુગડામાં લગાવ્યાથી કે સુંઘ્યાથી માણસનું મૃત્યુ થાય છે.

**ચંચળબાઈ**—બહેન! તમે સત્ય કહોછો પણ હવે શું કરીએ? અમારો જન્મારો તો નકામોજ ગયો. અમારા કર્મમાં જે હતું તે થયું.

**મહાદેવ**—બહેન! એ વાતતો સત્ય છે. પણ હજુ સમજશો તો

ઘણું છે. કર્મ ઉપર આધાર રાખી બેશી રહે શો દહાડો વળવાનો? જુઓને આપણા કર્મમાં ખાવાનું લખ્યું તોછે, પણ શું હાથ પગ જોડી બેશી રહે ખવાશે ? માટે જે પોતાનું કર્તવ્યછે તેનું નામજ કર્મ છે અને તે કરવાથી થાય છે. જેમ ઇશ્વર, જીવ, અને પ્રકૃતિ એ ત્રણ ચીજને અનાદિ છે, તેમ કર્મ, ગુણ અને સ્વભાવ એ સર્વ અનાદિ છે.

**મંગલભાઇ**—આજ આપના બોધ થકી મને બહુ આનંદ મળ્યો. મને ઘણીવાર થઇ તેથી હવે ઘેર જઉં છું. વળી વખત મળે આપની પાસે આવી આપના સંતસગનો લાભ લઇ-શ. તસદી માફ કરશો.

# इति पूर्वार्ध ग्रंथ समाप्तिः






# હવે ગ્રંથના ઉત્તરાર્ધનો આરંભ કરીએ છીએ.

---

પ્રયોજન આછે કે, અમારા દેશની અર્ધાંગનાઓ જેઓ સૃષ્ટિમાં મુખ્ય કરી એક ભાગ છે તેઓ હાલના સમયમાં શિક્ષા વિના માત્ર રૂઢીને અનુસરી ચાલે છે, ને પોતાના બાળકોનું રક્ષણ શી રીતે કરવું તે અથવા પોતે શી રીતે વર્તવું તે અથવા પોતાના ઘરનું કામકાજ શી રીતે ચલાવવું તે સંબંધી કાંઇ પણ સમજતાં નથી માટે આ ભાગમાં હવે તેની સમજુતી આપવામાં આવે છે. પ્રથમ બાળકોની રક્ષા શી રીતે કરવી તે આ પ્રમાણેઃ—

૧. બાળકોને કોઈ કેફી પદાર્થ અર્થાત્ અફીણાદીની ગોળીઓ ખવરાવવી ન જોઇએ.

૨. બાળકોને બીજે ત્રીજે દીવસે 'મધ' તથા 'ગુલાબજળ' અથવા 'હરડ' અથવા 'સંચળ' આપવુંજ જોઇએ.

૩. બાળકના પેટમાં ભાર જણાય અથવા ઝાડો ઉતરવામાં કાંઈવાર થાય તો 'ગરમાળાનો ગર્ભ' રતી બે ત્રણ સુધી, 'ગુલાબજળ' બે તોલા સાથે મેળવી ઉનો કરી બાળકને પીવડાવવો જોઈએ.

૪. બાળકને વધારે વરાધ થઇ ગઇ હોય તો 'ગરમાળાના ગર્ભ'નો ગડ લેપ પેટ ઉપર કરવો જોઇએ અને તેનો વાથી સારી રીતે બચાવ કરવો જોઈએ,

૫. બાળક વધાર રડતું હોય તો તેના માથા ઉપર 'સુખડ' તથા '[illegible]સા' નો લેપ કરવો જોઇએ. અને તેને રડવા દેવું નહીં કારણ [illegible] હાની થાય છે.

૬. બાળકને ઊંઘ આવતી ન હોય તો તેના લમણા ઉપર 'ખસખસનું તેલ' ચોપડવું જોઇએ.

૭. બાળકના દાંત ઉગતા હોય ત્યારે તેના માથામાં નિત્ય તેલ નાંખવું જોઈએ તેમજ 'બાવડીના ફુલની ભૂકી' તેના મ્હોંમાં વખતે વખતે ચપટી ચપટી નાંખવી જોઇએ.

૮. બાળકને ઉલટી થતી હોય તો 'ફુદીનો' ઉકાળીને પાવો જોઇએ.

૯. બાળકનાં વસ્ત્ર ઘણાં સ્વચ્છ રાખવાં જોઇએ.

૧૦. બાળકને શૂરવીર બનાવવું હોય તો તેને જન્મથી દસ વર્ષ સુધી બીલકુલ મારવો કે બીવરાવવો ન જોઇએ.

૧૧. બાળકને વિદ્વાન બનાવવા હોય તો તેના જન્મ વખતે મધ તથા ઘીમાં મોર પીછાની કલમ વડે તેની જીભ ઉપર ઑંકાર નો શબ્દ લખવો જોઇએ; તે પછી નાડ કાપી નવરાવવાનું ઉચિત છે. આથી બાળક કોઇ દિવસ અબણ રહેશે નહીં.

૧૨. બાળક સત્વગુણી થાય તે માટે તેની માતાએ પાંચ વરસ સુધી સત્વગુણી પદાર્થ ખાવા જોઇએ.

૧૩. બાળકને શિક્ષા આપવાને માટે પ્રથમથી ઉપાય લેવા જોઇએ. પહેલેથી મા, બાપ, ભાઇ, કાકા, મામા વગેરે શબ્દો શીખવાડવામાં આવે છે તેને બદલે ક, ખ, ગ, ઘ, એવા અક્ષરો શીખવાડવામાં આવે તો કેવું સારૂં?

૧૪. બાળકના નખ વધવા દેવા ન જોઇએ.

૧૫. બાળકને ધુળ કે માટીની અંદર રમવા દેવું ન જોઈએ અને તે તેને ખાવા દેવું પણ ન જોઇએ.

૧૬. બાળકની આંખોમાં નિત્ય મેશ ઘાલવી જોઈએ.

૧૭. બાળકને કાકા બળીયા થાય તો સાચાં વીંધ્યા વિનાનાં ચાર મોતી એકેક દિવસે ખવડાવવાથી તે (બળીયાકાકા) નું જોર ઓછું થાય છે.

૧૮. બાળકનું માથું દુઃખતું હોય તો તેના કાનમાં સરશીયાનું તેલ નાંખવું જોઈએ.

૧૯. બાળકને તાવ આવતો હોય તો તેને કરીયાતાનું પાણી આપવું અને કવીનાઇન લીંબુ સાથે આપવામાં હરકત નથી.

૨૦. બાળકને ઘરેણાં પહેરાવવાં યોગ્ય નથી; કારણ કે એ માથી જીવની હાની છે અને મોટા ભારવાળા ઘરેણાં પહેરાવવાથી નસો નબળી પડી જાય છે.

૨૧. બાળકને ઝાડા થતો હોય તો તેને દીકામાળી પાણી સાથે ઘસીને આપવી જોઇએ,

૨૨. બાળકનું શરીર ઘણું સુકાઇ ગયું હોય અર્થાત્ જેને સુકા અને ગળી જવાનું દરદ કહેવામાં આવે છે તે થયું હોય તો તેને ગાય અથવા બકરીનું કાચું દુધ નીત્ય પ્રાતઃકાળમાં આપવું જોઇએ.

૨૩. બાળકને ગરમીથી પેશાબ બંધ થયો હોય તો સુગેખાર રૂમાં લપેટી તેની ડુંટી ઉપર તેના પાણીનાં ટીપાં નાંખવાં જોઇએ.

૨૪. બાળકને કોલેરા થએલો લાગે તો ફુદીનો, એલચી, વરીઆળી, મલબારી ખસ જેની ટટ્ટીઓ બાંધવામાં આવે છે તેને નવટાંક અથવા વધારે ગુલાબજળમાં ઉકાળી બાળકને કલાકે કલાકે પીવાડવું જોઈએ.

૨૫ બાળકની આંખો ખરાબ હોય તો ત્રીફળાં અર્થાત્ હરડાં બેડાં ને આમળાના પાણીથી નિત્ય ધોવી જોઇએ.

**૨૬ છોકરાંની આંખોમાં મેશ ઘાલવામાં આવે છે તે બનાવવાની રીત**—સરશીઆનું અરૂંડેર તેલ એક મોટા કોડીયામાં મુકી તેમાં નવા રૂની મોટી દીવેટનો દીવો કરવો અને કોરી ખડીથી ઘસેલું બીજું કોરૂં કોડીયુ તેના ઉપર મુકવુ કે જેથી તેમાં મેશ પડે. બધું તેલ બળી ગયા પછી જે મેશ થાય તેમાં ગાયનું ઘી, બે તોલા મેસમાં અડધો તોલો અને બરાસ અડધી રતી નાખી તેને આંગળીથી ખુબ ઘોળવી. પછી વધારાનું ઘી બળી જાય માટે એક દીવેટ કરી બાળી મુકવું થોડી ચીકાશ રહે ત્યાર પછી છોકરાંઓને નિત્ય આજવાથી તેમની આંખમાં બીગાડ થતો નથી.

૨૭. બાળકને ઉટાટીયું થયુ હોય તો ઝીણી પીપર અને ગીલોનું સત, વાસકપુર, એલચી, રૂમ્મીમસ્તુસ વીલાયતી (જ્યેષ્ટી મધનો શીરો) એ સર્વે ચીજોને એકઠી કરી તેમાં આદુનો રસ નાંખી મધ સાથે મેળવી છોકરાંઓને ચટાડવાથી તેમની સર્વ જાતની ઉધરસ તથા જીરણુ તાવ પણ જાશે. પણ ઉનાળામાં આ દવાનો ઘણો ઉપયોગ કરવો ન જોઇએ.

૨૮. ઘણો તાપ પડતો હોય તો છોકરાંઓને તનદુરસ્ત શરીરમાં ઝેહરમોરા ખતાઇ જે એક જાતના લીલા રંગનો પથ્થર છે અને વહોરાઓને ત્યાં મળે છે તે દુધ સાથે ઘસી તેમાં ગુલાબજળ કે દુધ અને સાકર નાંખી છોકરાંઓને આપવાથી તેમના શરીરનુ તાપથી રક્ષણ થાય છે. ફાલસા અને દાડમનાં શરબત ઉનાળામાં છોકરાંઓને માટે ઘણો ઉપયોગી છે. વિલાયતી દાડમ, લાલ દ્રાક્ષ અને ફાલસાં આદિ છોકરાં

ઓને ખવડાવવાથી તેમની કાંતિ અને લોહી સ્વચ્છ થાય છે. છો- કરાંઓને શરીરે અળાઈ કે ખસ થઇ હોય તો તેમને કારબોનના સાબુથી નવડાવવાં જોઇએ. ઉનાળામાં ઉનાં પાણીનું સ્નાન અને ચ્હા નો ઉપયોગ છોકરાંઓને માટે હાનિકરતા છે. તેલ, મરચા, આદિનો ઉપયોગ પરસેવામાં દુરગંધી અને શરીરમાં આળસ કરી વીર્યને પા- તળું કરનાર છે તે ધ્યાનમાં રાખવું.

૨૯ છોકરાંઓના મ્હોંમાં ચાંદીઓ પડી હોય તો નાના પથરા ઉપર હીમજ ઘસી તેમના મ્હોંમાં ચોપડવી અને તવખીર મ્હોંમાં નાંખવી જોઇએ.

૩૦. છોકરાંઓને હેડકી આવતી હોય તો નાકમાં લીંબડાની સળી ધીમે ધીમે હલાવવાથી છીંક આવશે એટલે હેડકી બેશી જશે.

---

## સ્ત્રીઓએ પોતાના શરીરનું રક્ષણ શી રીતે કરવું તે વિશે.

૧. સ્ત્રીઓને પ્રદરનું દરદ હોય તો તેને માટે 'ઇસીફ્ગોલ' ની ભૂસી જે વ્હોરાઓને ત્યાં ઘણી મળે છે તેમાં સાકર મેળવી તે ટાઢા પાણી અથવા દૂધ સાથે પીવાથી માસ એકમાં જૂનામાં જૂના પ્રદરનો નાશ થાય છે.

૨. ગર્ભવંતી સ્ત્રીએ સદા 'સુહાગીજ' (બારમાશી) નાં પાં- દડાં લસોટીને પીવાથી ગર્ભનું રક્ષણ થાય છે તથા ગર્ભ સંબંધી બીજી વ્યાધિઓ હોય છે તે દૂર થાય છે.

ગર્ભવંતી સ્ત્રીએ સાત માસ પછી કોઇ કામમાં વળગવું ન જોઇએ તેમજ કોઈ ભારે ચીજ ખાવી કે ઉચકવી ન જોઇએ. દાદર ઉપર ચઢવું ઉતરવું એ પણ હાનીકારક છે.

૪. સ્ત્રીઓના મુત્રાશયમાં બળતરા થતી હોય કે ખસ થઈ હોય કે સોજો થયો હોય તો 'રતાંજળી, લીંબુ સાથે ઘસી તે સ્થળે વાપરવાથી તે રોગોનો નાશ થાય છે.

૫. ગર્ભવતી સ્ત્રીને પ્રસવનો સમય આવ્યો હોય તો તે વખતે 'જુલાબનું મીઠું' તોલા બે, આંબલીના પાણી સાથે પીવાથી તેને દુઃખ વિના પ્રસવ થશે.

૬. સ્ત્રીઓનું ધાવણ બગડયું હોય તો જીરૂ ફાકવાથી તે સુધરી જાય છે.

૭. સ્ત્રીને ગર્ભાવસ્થામાં ઉધરસ થઇ હોય તો પીપરનો કડકો મ્હોમાં રાખવાથી તે બેશી જશે.

૮. ગર્ભવંતી સ્ત્રીને ઉલટી થતી હોય તો દાડમ, નારંગી અને અંજીર ખાવાથી તે બંધ થઇ જશે.

૯. પ્રસવ થયા પછી બાર દીવસ સુધી સ્ત્રીઓએ નીચેની દવાઓનો ઉપયોગ કરવો જોઇએ તેથી શરીર સ્વચ્છ થાય છે અને વ્યાધિઓ થતી અટકે છે. તે દવાઓનાં નામ:—સુંઠ પાશેર, પીંપર ત્રણ તોલા, મરી ત્રણ તોલા, જીરૂં (શાહ અને સફેદ) અકેક તોલો વાવડીંગ ત્રણ તોલા, મજીઠ બે તોલા, નાગરમોથ એક તોલો, મોટી હરડે પાંચ તોલા, ઝીણી તળેલી હીમજ ૩ તોલા, ગંઠોડા પાંચ તોલા, અજમો બે તોલા, ઈલાયચી બે તોલા, લવીંગ એક તોલો; સીંધવખાર, મીઠું, સંચળખાર, સાંભરખાર, સાજીખાર એ પાંચ પાંચ તોલા આ સર્વનું ચુરણ કરી નિત્ય સવારે ગરમ પાણી સાથે ફાકવું.

૧૦. સ્ત્રીઓની છાતીમાં ગુમડાં થયાં હોય તો એક તોલો સફેદો (જે જસતનો થાય છે અને વહોરાઓની દુકાને મળે છે), આ-

રૂધી તોલો ૦૩૨. એક તોલો મીણ એટલાંને એક તોલા તેલમાં દેવતા ઉપર ચઢાવી એક લાકડાથી હલાવતા રહેવું અને મલમ જેવું તે થાય ત્યારે તે મલમની પટીઓ ગુમડાં ઉપર લગાવવી.

૧૧. સ્ત્રીઓની છાતીમાં સોજો થયા હોય તો આંબાહળદરની ભુકી કરી તેમાં સિંધવખાર નાંખી તેની એક કપડામાં પોટલી બાંધી તે વડે શેક કરવો. તેમજ આંબાહળદરને પાણી સાથે રગડ ઘસી તેનો લેપ કરવો જોઇએ.

૧૨. સ્ત્રીઓને ચાદી થઈ હોય તો તે સાબુથી ધોઈ તે જગોએ બરફનો કડકો થોડીકવાર રાખવો જોઇએ અને કદાપિ મોટી ચાંદી હોય અને પટ્ટી ચોટી શકતી હોય તો ઉપર લખેલા છાતીના મલમનો ઉપયોગ તે સ્થળે કરવો જોઈએ.

૧૩. સ્ત્રીઓને પ્રદરની સાથે પરૂ આવતું હોય કિંવા પીશાબ કરતી વખતે બળતરા થતી હોય કિંવા પાશાબ અટકી પડયો હોય તો કતીરા (ગોનીયો ગુંદર) ને ઝીણો વાટી આગલે પાણીમાં પલાળી સવારમાં તે ચીકણો ચીકણો પી જવો જોઇએ. જો કદાપિ ન ફાવે તો તેમાં સાકર નાખવી.

૧૪. સ્ત્રીઓને અટકાવ ન આવતો હોય તો કાળા તલ નવટાંક સવારમાં પાણી સાથે લસોટીને પીવાથી ચાર દિવસમાં અટકાવ આવશે. *જે સ્ત્રીઓને ઘણા દીવસથી અટકાવ ન આવ્યો હોય તેમણે વધારે દીવસ સુધી આનો ઉપયોગ કરવો.

---

* જે આમ નહીં કરે તે વૈદ દાક્તરો પાસે જઈ પોતાની આબરૂ ગુમાવ્યા વિના કેમ રહેશે!

૧૫. સ્ત્રીઓના પેટમાં હોડ (થોડા દિવસનો ગર્ભ જે પેટમાં સુકાઇ ગયો હોય તે) રહી ગયો હોય અને સંતાન ન થતું હોય તો સરગવાના ઝાડની છાલ લેઇ તેના ઉકાળો કરી તેમાં ગોળ નાંખી સાત દીવસ સુધી પીવાથી તે નીકળી જશે.

સુચના—એ ત્રણ પુરૂષોના સમાગમથી સ્ત્રીઓ વાંઝણી થાયછે.

દ્રષ્ટાંત—જેમ કે ઘણે ભાગે વેશ્યાઓને સંતતી થતી નથી

**૧૬. ઉપર લખેલાં કારણો સીવાય વંઝા રોગ જવાના ઉપાય**—હાથી દાતનો વહેર દુધમાં ઉકાળી, સુકવી તેની ફાકી કરી તેમાં સાકર મેળવી અટકાવ આવવાની વખતમાં સાત દિવસ સૂધી ખાવી જોઇએ. પાકેલા કેળાની ફળીઓ ખાવી એ પણ ઘણી ઉપયોગી છે. માલ કાકડીનુ ઘી ખાવું જોઇએ. વીલાયતી મીઠાનો રેચ લેવો અને કેડ તથા પેટના ભાગ ઉપર લોટો મુકવો એ પણ ઘણું ઉપયોગી છે. વખતે દાવમ પુરૂષ પાસે ન જવાથી વઝાના રોગનો નાશ થાય છે સ્ત્રીએ વર્ષ બે વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવું અને દહીં, ઘી, મધ, મીઠા ચોખા આદિનો ખાવામા વીશેષ ઉપયોગ કરવો જોઇએ કે જેથી વાંઝણીપણું મટી જાય છે.

**૧૭ સ્ત્રીઓને રાતો પ્રદર જે લોહીઓ કહેવાય છે તેનો ઉપાય**—ઓરસલીની છાલ, માજુફળ, દાડમનું ફુલ એ સર્વેને સરખે ભાગે લેઇ તેની કપડામાં પોટલી કરવી અને તે પોટલી ઇંદ્રિમાં રાખવાથી રાતો પ્રદર દૂર થાય છે.

૧૮ સ્ત્રીઓને મુએલું બાળક જન્મે તો શરીરે 'મદીરાનો ઉપયોગ કરવો, તેમાં તેને બેસાડવી અથવા કોઇ વખત પાઈ પણ દેવો,

૧૯ સ્ત્રીઓને સંતાન થતું ન હોય તો તેના પોતાના દોષને લીધે નથી થતું કે પુરૂષના દોષને લીધે નથી થતું તે જાણવાનો ઉપાય એ છે કે એક જગોએ માટી ભીની કરી તેમાં જવ વાવવા અને તેના ઉપર સાત દીવસ પીશાબ કરતાં રહેવું આથી જો જવ ઉગેતો જાણવું કે પુરૂષનો દોષ છે અને ના ઉગેતો તેનો પોતાનો દોષ જાણવો. આ જાણવાની બીજી રીત એ છે કે સ્ત્રીએ પોતાની ધાતુ પાણીમાં નાંખવી એટલે જો તે ધાતુ પાણીમાં બેશી જાય તો જાણવું કે તેમાં તેનો દોષ નથી અને જો તે ધાતુ પાણી ઉપર તરતી રહેતો જાણવું કે તેને કદી સંતાનની પ્રાપ્તિ થશે નહીં.

૨૦ સ્ત્રીઓને ગુલાબી રંગની રજસ્વળા આવે, તેને ચાર દિવસ થઇ જાય ત્યાર પછી ઇંદ્રીમાં લગાર લગાર ખણુજ આવે, આંખોમાં રતાશ માલુમ પડી આવે, માથું ભારે લાગે અને છાતીમાં ખુશી પ્રાપ્ત કરે એવી જાતની ધડક થાય, તેમજ શૃંગારાદિની તરફ વિશેષ રૂચિ થાય, અને સુગંધી પદાર્થની સ્વાભાવિક ઇચ્છા થાય ત્યારે પુરૂષનો સમાગમ કરવાથી ગર્ભ રહેછે.

**સૂચના**—આ પુસ્તક લખવાનો મારો હેતુ સ્ત્રીઓને વૈધ ડાક્ટર પાસે જવું ન પડે, તેમની પાસે જઇ નિર્લજ વાતો કરવી ન પડે અને તેઓ પોતાની મેળેજ પોતાના રોગના ઉપાય જાણી દવા—ઔષધી કરી લે એ છે. હવે તેનો ઉપયોગ કરવો યા ન કરવો તે તેમના હાથમાં છે.



## શરીર પુષ્ટ થાય તેને માટે સોહાગ પાકની વિધી.

સુંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, અજમો, અજમોદ, જીરૂં, તજ, તમાલ પત્ર, ગહોડા, જાયફળ, લવિંગ, ઈલાયચી, કેસર, અગર, તગર, નાગર મોથ, કપુરકાચલી, ફડીના, અને જટામાસી એ સર્વે દવાઓને સરખે ભાગ લઇ કુટી કપડામાં ચાળી કલઈના વાસણમાં રાખી મુકવી. પછી દસ શેર દુધમાં શેર ખારેક નાંખી તેને ઉકાળવું, અને તેનો માવો થાય ત્યારે ઉપર લખેલી દવાઓ તેમાં નાંખી તેને શેર ઘી ની સાથે તાવડીમાં તળી તેની અંદર પાંચ શેર સાકરની ચાસણી કરી મેળવી દેવી અને બદામનો સ્વચ્છ કરેલો મગજ નવટાંક, ધોએલી ચારોળી નવટાંક, પીસતાં નવટાંક, ચીલગોજા નવટાંક, અખરોટ નવટાંક, દુધીનો મગજ તોલા બે, ટેટીનો મગજ તોલા બે, તડબુચનો મગજ તોલા બે, કાકડીનો મગજ તોલા બે, (કસ્તુરી હોય તો વધારે સારૂં નહીં તો જરૂર નથી) એ સર્વે તેમાં નાંખી તેને પાક તરીકે કામમાં લાવવો. આ બે તોલાથી નવટાંક સુધી નિત્ય વાપરવાથી પ્રસવ પછી સ્ત્રીઓને ઘણોજ ફાયદાકારક છે. કોઇ સ્ત્રીને ધાતુક્ષય, પ્રસવ થવાથી અથવા બીજા કોઇ પ્રકારે થયો હોયતો, બાવળનો ગુંદર શેર એક અને ફુલમખાના શેર બે એ બન્નેને ગાયના ઘીમાં તળી તેને પતાસાના જેવી સાકરની ચાસણીમાં મેળવીને રાખી મુકી તેનો ઉપયોગ કર્યાથી ધાતુક્ષય રોગનો નાશ થાય છે.



## સ્ત્રીઓ બીજાને પુછયા શિવાય પોતાના ઘરમાં જુદી જુદી જાતનાં ભોજન કરી શકે તે વિશે.

### ચા બનાવવાની રીત.

૧. એક તોલો ચા, ૭ દાણા ચીનીકબાબા, દશ એલચી, બાદીયાંન ૦ા તોલો, એ સર્વેને શેર ખળખળતા પાણીમાં નાંખવાં અને પાંચ તોલા પાણી બળી જાય ત્યાં સુધી તેને ચુલા ઉપર રાખવું. પછી ઊતારી લેવું ને તેમાં દૂધની મલાઇ તોલા પાંચ નાંખી તેને હલાવી તે પીવા લાયક થાય ત્યાંસુધી તેને ઢાંકી રાખવું ને પછી તે ચા પીવી.

૨. એક શેર પાણીમા બે માસા ઈલાયચી નવ માસા બાદીયાંન, અને નવ માસા તજ નાંખી ખુબ ઉકાળવું અને તે સારી રીતે ઉકળે ત્યારે તેમા એક તોલો ચા નાંખી તેને ઉતારી લેવું. ચાર મીનીટમાં તેને બીજા વાસણમાં લઇ ફેર કરી તેમાં પોતાની મરજી પ્રમાણે દુધ અને સાકર નાંખી પીવી.

૩. એક તોલો ચા પોણા શેર પાણીમાં નાંખીને ઉકાળવી અને તેમાં સોડાસાજી એક માસા અને થોડું મીઠું નાંખી પકાવવી જ્યારે તેનો રંગ સારો થઇ જાય ત્યારે તેને બીજા વાસણમાં નાંખી તેમાં દોઢ શેર દુધ અને પાચ તોલા માખણ મેળવી પીવી. અને એ ચામાં પ્રથમનું પાકેલું અર્થાત અડધો ભાગ દુધ દેવતા ઉપર બળી ગયું હોય તે મેળવવું જોઈએ.

**દેશી ચા બનાવવાની રીત**—પાંચપલ્લવ ( તુલસીનાં પાંદડાં, કેરીનાં પાંદડાં, કોમળ પાંદડાં, આવચીઆવચીનાં પાંદડાં, અને કુકુર ભાંગરીનાં પાંદડાં)ને બધ પાણી સાથે ઉકાળી તેમાં મરી તજ,

ઈલાયચી આદિ નાંખી પોતાની મરજી પ્રમાણે દુધ સાકર મેળવી પીવી. પાંચ પલ્લવમાંથી ગમે તે એક પલ્લવ મળે તોપણ ચા થઇ શકે છે.

**સારા મુઠીયા લાડુ બનાવવાની રીત હીસાબ સાથે**—લોટ શેર બે, ઘી અઢી શેર, ખાંડ બશેર, પાંચતોલા એલચી, ખડીસાકર દસ તોલા, ધોયેલા અને ઘીમાં તળેલા તલ ૧૦ તોલા, પાંચતોલા પીસ્તાં એટલું લેવું અને બશેર લોટમાં દસ તોલા ઘીનું મોહણ દઈ તેને મસળી, ચાલણીમાં ચાળી લેવો. પછી તેને પાણી સાથે કઠણ બાંધી લેવો અને તે લોટનાં મુઠીઆં કરી તેને બચેલાં ઘીને તાવડીમાં ઉનું કરી તેમાં તળવાં અને પાકીને રાતાં થાય ત્યારે કાઢી લેઇ તે ટાઢાં થાય ત્યારે ખાંયણીમાં ખાંડી ચાલણી વતી ચાળી લેઈ રહેલું ઘી અને બુરૂ ખાંડ તેનાં મેળવી પીસ્તાં, ઇલાયચી અને તલ નાંખી લાડુ બનાવવા. આ લાડુ બહુ ઉત્તમ થાય છે.

**સોજીના લાડુ બનાવવાની રીત**—સોજી [ઘઉંનો રવો] એક શેર, ઘી દોઢ શેર, ચણાનો લોટ એક અધોળ, બુરૂ ખાંડ ૨૫ તોલા, મોરસ અથવા કંદ ૨૫ તોલા, પીસતાં ચારોળી અકેક અધોળ (તલ પણ નાંખ્યા હોય તો વધારે સારૂં.) એટલું લેવું. હવે સોજી અને ચણાના લોટમાં પાંચ રૂપાભાર ઘીનું મોહણ નાંખવું અને તેને પાણીમાં બાંધવું પછી રોટલા બનાવવાનો એક શેર લોટ લઇ તેમાં ઉપલા લોટને મેળવી તેના ગરગોળા બનાવી તેના રોટલા કરી તેને સારી રીતે દેવતાથી શેકાયેલાં હાંલ્લાંમાં તળેથી ધુમાડો નીકળતી ન હોય તે ઉપર શેકી તે ટાઢા થાય ત્યારે ભાંગી તેની અંદર ઘી નાંખી મ-

મળીને તેમાં બુરૂં ખાંડ, પીસતાં વગેરે નાંખી કથરોટમાં રાખી તે-ના લાડુ બનાવવા અથવા તેનાં ચોસલાં કાપી નાંખવાં

૨. અડદની ધોએલી દાળનો લોટ એક શેર, સોજી અચ્છેર, મગની દાળનો લોટ અચ્છેર, ચોખાનો લોટ પાશેર, બશેર બુરૂં, બશેર ઘી, બે માસા કેસર, ટેટીના બીનો ઘીમાં તળેલો મગજ પાશેર, એ બધું લેઇને સર્વે જાતના લોટને અલગ અલગ ઘીમાં શેકી, કેસરને વાટી તેમાં સર્વને એકઠાં કરવાં અને જ્યારે તે ટાઢું થાય ત્યારે બચેલું ઘી અને બુરૂં નાંખી, ચારોળી પીસ્તાં મેળવી-લાડુ બનાવવા.

**કણસાઈ લાડુ**—ધોએલી અડદની દાળનો લોટ દસ શેર, ચોખાનો લોટ અઢી પાશેર, ખાંડ ત્રીસ શેર, ઘી પચીસ શેર, એ-લચી, ગુલાબનાં ફુલ, પીસ્તાં અને ચારોળી પા પા શેર એમ લેવું. પહેલાં તાવડીમાં ઘી નાંખી તેની તળે પુશ્કળ તાપ કરી તેને ચુલા ઉ-પર મૂકવી. પછી અડદના અને ચોખાના લોટને એકઠા કરી તેમાં-થી નવટાંક લોટ લઇ તેમાં ઘી અને પાણી નાંખી રાબ જેવો કરી આંગળીવતી હલાવવો. અને તાવડીની અંદર ઝારો રાખી તેમાં લોટ નાંખી શેવો અને ગાંઠીયાના પેઠે કળી પાડવી. અને બુરાની ચાસણી પ્રથમથી કરી રાખી તેની અંદર આ કળી તૈયાર થયે નાંખવી. પછી ઉપર લખેલો મશાલો મેળવી ટાઢું થાય ત્યારે તેમાં ગુલાબના અત્તરનાં બે ટીપાં નાંખી લાડુ વાળવા.

**મોતી ચુરના લાડુ**—ચણાનો લોટ નવ શેર, અડદની ધોએલી દાળનો લોટ એક શેર, ખાંડ વીસશેર, ઘી પંદર શેર, એ-લચી, પીસ્તાં, દ્રાક્ષ એ પંદર પંદર તોલા, ગુલાબના અત્તરનાં પાં-

૪ ટીપાં એટલાં વાનાં લેવાં. પછી ચણાના અને અડદના લોટને એકઠા કરી તેમાં પાણી નાંખી તેને રાબ જેવો કરી એક કલાક સુધી મુકી છાંડવો અને ઉપરની રીત પ્રમાણે ઘીની તાવડીમાં ફ બીયો પાડી તે ચાસણીમાં નાખી ઉપર લખેલો મશાલો ભેળવી ટાઢું થાય ત્યારે તેમાં ગુલાબના અત્તરનાં ટીપાં નાંખી લાડુ વાળવા.

**ચુરમાના લાડુ**—ઘઉંનો લોટ એક શેર, પોણો શેર ખાંડ, શેકેલા ધોળા તલ, પંદર તોલા, ખડી સાકર પાશેર, ઘી એક શેર, પીસ્તાં, ચારોળી, ઇલાયચી, દ્રાક્ષ, ટોપરું એ નવટાંક નવટાંક એટલાં વાનાં લેવાં. પછી લોટને મોહણ દઈ પાણીવતી કઠણ બાંધી તેના રોટલા કરી તેને શેકીને ખાંડી, ચાલણીવતી ચાળી નાંખી તેમાં ઘી, ખાંડ અને ઉપર લખેલા મશાલો નાંખી લાડુ વાળવા.

**મોહન ભોગ ( શારો )**—સોજી એક શેર, ચણાનો લોટ પાંચ તોલા, ઘી એક શેર, ખાંડ દોઢ શેર, ખડીસાકર નવટાંક, ટોપરું, પીસ્તાં, ઇલાયચી અને દ્રાક્ષ નવટાંક. પાણી ચાર શેર એટલું લઇ સોજી અને ચણાના લોટને અલગ અલગ ઘીમાં સેકયા પછી ખાંડ અને પાણી ભેગાં કરી તાવડીમાં નાંખી ચુલા ઉપર મુકવાં અને થોડું પાણી બળી જાય એટલે શેકેલો લોટ તેમાં નાંખી કડછીવતી હલાવતા રહેવું અને કડછીને ચોટે નહીં ત્યારે જાણવું કે મોહન ભોગ થયો. પછી તેને ઉતારી એક તપેલામાં નાંખી ઉપર નીચે દેવતા મુકી તે તાંસુ લગારેક વાર રાખી મુકયા પછી તેને ઉઘાડી તેમાં ઉપર લખેલો મશાલો નાંખી દેવો.

**તુલસા મલમલ**—સોજી એક શેર, ચણાનો લોટ પાશેર, ઘી બશેર, ખાંડ બશેર, પીસ્તાં પાશેર, બદામનો મગજ પાશેર,

પાશેર ટોપરૂં, એલચી નવટાંક, ખડીસાકર અચ્છેર, બે માસા કે-
સર, ગુલાબ જળ એક શેર, દુધ ત્રણ શેર, પાણી એક શેર એટલું
લઇ પ્રથમ ચણાના લોટને થોડા ઘીમાં સેકી લેવો. પછી સોજીને
બાકી રહેલા ઘીમાં સેકતાં સેકતાં જ્યારે તે ગુલાબી રંગની થાય
ત્યારે પેલો ચણાંનો લોટ નાંખી, તેને બે ચારવાર હલાવી પાણી
રેડવું અને પાણી સુકાઇ જાય ત્યારે બે ત્રણવાર મળી બધું
દુધ તેમાં નાંખી દેવું. તે પછી કેસરને ગુલાબ જળ સાથે વાટી
તથા ઘોળીને નાંખાને ઉતારી એક તપેલામાં અર્ધા કલાક સુધી
તેમાં મશાલો મેળવવો એટલે તુલસા મલમલ થશે.

**તસ્મૈ**—(દુધપાક) દુધ એકમણ, ખાંડ દસશેર, સારા ચોખા
૦l શેર, દ્રાક્ષ નવટાંક, ટોપરૂં નવટાંક, ચારોળી નવટાંક, એલચી
નવટાંક, ટેટીનો મગજ નવટાંક એટલાં વાનાં લઇ પ્રથમ તાવડીને
ઘીવાળી કરી (ઘી ચોપડીને) તેમાં દુધ નાંખી તળે પુશ્કળ તાપ ક-
રી ઉકાળવું અને તે ખદખદે ત્યારે ચોખાને ઘી સાથે મસળી એ
દુધમાં નાંખી હલાવતા રહેવું. જ્યારે મણ દૂધમાંથી ૩૦ શેર રહે
ત્યારે તાપ ઓછો કરી, ટેટીનો મગજ દૂધ સાથે વાટી તેમાં મેળવી—
દેઈ, ખાંડ નાંખી તળે જરી વધારે તાપ કરવો. જ્યારે અડધો-
અડધ બળી જાય ત્યારે તેને બીજા વાસણમાં કાઢી તેમાં ઉ-
પર લખેલો મસાલો નાંખી દેવો.

**ખજલા**—પાંચ શેર મેદો, દોઢ શેર ઘી, પાશેર તેલ, પોણો
શેર પાણી સવને લોટની માફક બાંધી એક આડણી ઉપર વેલણવતી
તેની જાડી જાડી પુરીઓ કરવી અને તેની અંદર પાંચ છ કાણા
પાડી તેને ચોખંડા આકાર વાળી પહોળાં કડાઇમાં ધીમા તાપથી

તળવી અને ઉથલાવતા રહેવું. પછી જ્યારે તે ગુલાબી રંગની થાય ત્યારે કાઢી લેવા. એ ખાજલીઓને મોળાં રહેવા દેવી હોયતો એમને એમ રહેવા દેવી અને ગળી કરવી હોયતો સાકરની ચાસણીમાં નાંખવી.

**ઘી કસાર**—કાચા ઘઉંના લોટમાંથી ચાળીને કાઢેલો રવો એક શેર લઈ તેમાં નવટાંક ઘી નાંખી તેને અલગ મુકી રાખવો અને ત્રણ શેર પાણીમાં શેર ગુડ નાંખી તેને ખદખદાવી તેમાં ઉપલો ઘીમાં ભેળવેલો રવો નાખી દેવો ને તેને હલાવતાં હલાવતાં તે પાકો થાય ત્યારે તેને લગાર ટાઢો કરી તેમાં પોતાની મરજી અનુસાર ઘી, તથા ખાંડ નાખીં ખાવો.

**કચોરી**—મેંદા શેર એક, બે લીંબુ, અઢી શેર ઘી, અડદની ધોએલી દાળ અચ્છેર. કાળાં મરી અડધો તોલો, લાલ મરચાં અડધો તોલો, જીરૂં તથા સુંઠ અડધો અડધો તોલો, ઝાડઝડીલા, ધાણા, આગચોર એ અડધો અડધો તોલો, શેકેલી હીંગ પા તોલો, બે તોલા મીઠું એ સર્વને લેવાં. અને મીઠાને તથા લીંબુને લોટમાં મેળવી થોડા ગરમ પાણી સાથે તેનો કઠણ લોટ બાંધીને નરમ થાય ત્યાં સુધી તેમાં થોડું થોડું ઘી નાંખી તેને ગુંદતાં રહેવું. પછી અડદની દાળને વાટી તેનાં વડાં ઘીમાં તળી તે ટાઢાં થાય ત્યાર પછી તેના ઉપર ઘીનાં છાંટા નાંખી તેમને પીસવાં અને પછી ઉપલો મશાલો પીસી તેમા નાંખી દીધા પછી તે નરમ થાય માટે તેમાં ઘી નાંખી તેને થોડીકવાર મસળતા રહી પ્રથમથી બનાવેલા લોટના લુવા કરી તેમાં દાળનો બનાવેલો લોટ ભેળવી આછા તાપથી સારી રીતે ઉના કરેલા ઘીમાં તળી નાંખવા એટલે કચોરી થશે.

**પુરીઓ બનાવવાની રીત**—એક શેર મેદો, ચણાનો લોટ દોઢ પાશેર, અજમો એક તોલો, મીઠું અટકળ પ્રમાણે, ઘી દોઢ પાશેર, તલ નવટાંક એ સૌને મેળવી પાણી સાથે લોટ બાંધી તે-ના લુઆ કરી તેને વણી પુરીઓ કરી બીજા ઘીને કઢાઈમાં નાં-ખી તેની અંદર તળી કાઢવી એટલે પુરીઓ થશે.

કઢી—અચ્છેર પાણી, અચ્છેર છાશ, પાશેર ચણાનો લોટ એ બધાને એકઠાં કરી કલાઈવાળી તપેલીમા ચુલા ઉપર મૂકી ઉકાળવાં અને હલાવતાં રહેવું. જ્યારે તે પાકે ત્યારે સુઠ ધાણા અને મરચાં વગેરે મશાલા તથા ખટાશને માટે આંબળાં કે કેરીનું પાણી પો-તાની મરજી અનુસાર નાંખી તેમાં તોલા બે તોલા ખાંડ અથવા ગોળ નાંખી મેથી, હીંગ લવિંગ આદિના વઘાર કરવાથી કઢી થા-ય છે. કોથમી કે ફુદીના કે અજમાનાં પાંદડાં ઈત્યાદિ નાંખવાથી તેનું રૂપ બદલાઈ પણ જાય છે.

**શીખંડ બનાવવાની રીત**—એક શેર દહીં, અચ્છેર ખાંડ, અડધો તોલો ઈલાયચી, એક માસો કેસર એ સર્વેને લેવાં. પહેલેથી એક લૂગડું બાંધી દહીંનું પાણી નીતારી નાંખવું અને બધું પાણી નીતરી જાય ત્યાર પછી તેમાં બુરૂં નાખી હાથથી મસળી નાંખી તેને તે કપડામાં ગળી લેવું અને ના ગળી શકાય તો તેમાં નવ-ટાંકેક દુધ નાંખી લેવું. પછી તેમાં કેસર આદિ વસ્તુઓ નાંખવી એટલે શીખંડ થશે.

કેરીનો રસ—દસ શેર કેરીઓનો રસ કાઢી તેને કપડામાં ગળી લેવો, શેર કેરીના રસમાં અચ્છેરના હીસાબે ખાંડ નાખી તેમ ઘી પાશેર ઉનું કરી નાંખી તે ઉપર એલચી વાટેલી તથા

પહીંની બહેનો જાણે છે અને જે જુજ જાણવા લાયક હતાં તે હું ઉપર લખી ગયોછું પણ કાશી, અયોધ્યા અને એ બાજુ તરફ કેટલાંક જે જાણવા જેવાં છે તેની કાંઈક હકીકત નીચે આપું છું.

**અચાર (અથાણું)**—ઠળીયા કાઢી નાંખેલી ખારેક શેર એક, દ્રાક્ષ શેર એક, આંબોળિયાં અચ્છેર, સુઠ પાશેર, છોલેલું લસણ એક સેર, એ સર્વેને છ શેર સીરકા ભેગી મેલવીને તેમાં ત્રણશેર મોરસખાંડ નાંખી પંદર દીવસ સુધી કાચના ચીનાઈ વાસણમાં રાખી. તડકામાં મુકવી એટલે ઉત્તમ સ્વાદિષ્ટ અથાણું થશે.

**સીરકો બનાવવાની રીત**—શેરડીના ઉત્તમ રસને ગળી એક માસ સુધી તાપમાં રાખી મુકવાથી ઘણોજ ઉત્તમ સીરકો બને છે. પણ પંદર પંદર દીવસે એને ગળીને સાફ કરતા રહેવું જોઇએ અને જો શેરડીનો રસ ના મળે તો ગોળને ઉકાળી તે શરબતને ઉપર પ્રમાણે કર્યાથી પણ તેનો સીરકો બને છે.

**દહીંનાં વડાં બનાવવાની રીત**—દહીંને એક કપડામાં બાંધીને તેમાંથી પાણી કાઢી નાંખી તેમાંના એક શેર દહીંમાં નિશાસ્તો ( ઘઉંને પલાળી તેને વાટયાં પછી ગાળી તેમાંથી મગજ લેવો તે ) તોલો એક નાંખવો. પછી એક વાસણ ઉપર લુગડું બાંધી તેની ઉપર વડાં બનાવી મૂકવાં થોડીકવારે તે કપડા ઉપર રાખી તાવડીની અંદર ધીમાં ધીમે તાપેશેકવાં. જ્યારે તે પાકીને લાલ થાય ત્યારે તેને કાઢી, બશેર ખાંડની ચાસણી પ્રથમથી બનાવવી જોઇએ તેમાં મુકવાં જવું. જ્યારે તે ચાસણીની અંદર બરોબર બાળી જાય ત્યારે પીસતાં ચારોળી આદિને ભૂકો તેના ઉપર ભભરાવી દેવો. આ પ્રમાણે દહીં વડાં થશે. જો આ વડાંઓને ખારાં

કરવાં હોય તો છાશમાં મીઠું નાંખી ચાસણીને ઠેકાણે છાશ વાપર્યાથી ખારાં વડાં થશે.

**દુધનાં વડાં બનાવવાની રીત**—બશેર ખાંડની ચાસણી પ્રથમથી કરી મુકવી. પછી ભેંસના બશેર દૂધને તાવડીમાં મુકવું અને રગડ થઇ જાય ત્યારે તેમાં બે તોલા નીશાસ્તો નાંખી માવો કરી દેવો. પછી ઉપર લખ્યા પ્રમાણે કપડા ઉપર તેનાં વડાં બનાવી તેને ઘીમાં શેકી, કરેલી ચાસણીમાં નાંખવાં અને ચારોળી પીસ્તાં આદિનો ભૂકો તેમાં ભેળવી દેવો એટલે દૂધ વડાં થશે.

**સારી દાળ બનાવવાની રીત**—હળદર અડધો તોલો, મરી પા તોલો, પુરવીદાણા પા તોલો, લાલ મરચાં એક તોલો, છીનેલું લસણ દોઢ તોલો, ડુંગળી ત્રણ તોલા, ધાણા બે તોલા, આ બધી ચીજોને પાણી જોડે વાટી લેઇ તે મશાલો દાળના ઉકળતા આંધણમાં મુકી ઉપર લખેલા મશાલાના પ્રમાણમાં એક શેર દાળ નાંખી પોતાની મરજી અનુસાર મીઠું નાંખી દાળ બનાવવી. પછી જ્યારે દાળ તૈયાર થાય ત્યારે અડધા શેકેલા અને અડધા કાચા ધાણા બન્ને તોલા અને મરી, તજ, જીરૂં, ઇલાયચી, લવીંગ એ બધું અડધો અડધો તોલો એ સરવે ચીજોને સુકી પીસી તૈયાર થયેલી દાળમાં ફરીથી નાંખી, ઘીમાં લસણ, ડુંગળી, ઇલાયચી, લવીંગ આદિનો વઘાર આપવો. આ પ્રમાણે કરવાથી અડદ, ચણા, તુવેર, મસુર આદિની ઉત્તમ દાળો તૈયાર થાય છે.

**ખમીરી રોટલી બનાવવાની રીત**—ઘઉંના બહુ નરમ લોટને પલાળીને અઢાર કલાક સુધી રાખી મુકી તેમાં બે ભાગનો બીજો નવો લોટ બાંધી તેની રોટલી કરવી, આ ખમીરી રોટલી થશે. ધ્યા-

નમાં રાખવું કે આ રોટલી કરવાનો લોટ નરમ રાખવો જોઇએ.

**તાહરી બનાવવાની રીત**—અડદ તથા મગની અચ્છેર વડીયોને ઘીમાં શેકી જ્યારે તે સારી પાકીને લાલ થાય ત્યારે તેને એક બીજા વાસણમાં મુકી ધાણા બે તોલા, હળદર અડધો તોલો, અડધો તોલો મરી, અડધો તોલો લવીંગ, અડધો તોલો એલચી, નવટાંક ડુંગળી, બે તોલા લસણ એ સર્વેને પાણી સાથે વાટી તેનું પાણી કરી તેમાં જીરૂં, લવીંગ અને મરીના ત્રણ વઘાર કરવા. પછી તપેલીમાં પાશેર ઘી, મરી, લવીંગ અને એલચી નાંખી જ્યારે તે તૈયાર થાય ત્યારે શેર સારા જુના ચોખા તેમાં નાંખી હલાવી પ્રથમથી સેકેલી વડી પણ તેમાં નાંખી હલાવવી. પાંચ મીનીટ પછી મશાલાનું વઘારેલું પાણી તેમાં નાંખી ખારો અથવા મીઠું પોતાની મરજી પ્રમાણે નાંખી તેને ઢાંકી દેવું અને તપેલાને મ્હો આગળથી લોટ વતી સાંધી દેવું તેથી જરીક પગાળ નીકળે નહીં. ત્યાર પછી કોયલાની ધીમી આંચ ઉપર રાખવાથી તાહરી બને છે.

**શાક બનાવવાની ઉત્તમ રીતો.**—સારા શેર બટાટા લેઇ તેને છોલી અકેકના બબે, જો મોટા હોયતો ચચાર કડકા કરવા, પછી અધોળ ડુંગળી, અધોળ લસણ, બે તોલા ધાણા, એક તોલો હલદર, એક તોલો મરચાં, ઇલાયચી, મરી, લવીંગ એ અડધો અડધો તોલો એટલાંને પાણી સાથે વાટી મુકી પોતાની મરજી મુજબ તેમાં નાહુ નાંખી એક તપેલીમાં પાશેર ઘી નાંખી, બીજી એક તોલો ડુંગળી કાપીને મૂકવી. જ્યારે તે લાલ થાય ત્યારે બટાટા અને વાટેલો મશાલો એ સર્વે તેમાં નાંખી દેઇ તેને ચુલા ઉપર રાખી દસ મીનીટ સુધી ચલાવવું. પછીથી એક તોલો છોલેલું લસણ વાટી તેમાં નાંખી

હલાવી, એક તોલો આદુ વાટી તેમાં છાંટતા અને હલાવતા જવું. પાછીથી તેમાં થોડુંક આદું દહીં નાંખી તેમાં અચ્છેર ગરમ પાણી નાંખી શેકેલા ધાણા એક તોલો, એલચી, લવીંગ, મરી એ અડધો અડધો તોલો, જીરૂં એ પા તોલો એટલી ચીજોને સુકી પીસી શાકમાં નાખવી. આ પ્રમાણે ભાળજી, વંત્યાક, સુરણ, ફુલેવર, કોબીજ કુંભા, દુધી, ગલકાં, પરવળ, શકરીઆં, શીંગોડાં, ટેઠી, કાકડી આદિના સર્વે શાક ઉત્તમ બનેછે અને શરીરમાં ગુણ આપનારાં થાયછે.૧



## જૂદી જૂદી ચટણીયો.

**તેલની ચટણી બનાવવાની રીત**—કાચી કેરીયો છીની તેને સાફ કરી તેના ઝીણા ઝીણા કકડા કરી તેમાં મીઠું, મરચું, મરી, લવીંગ, ઇલાયચી, શેકેલી કલોંજી*, જીરૂં અને અજમો એ સર્વે ચીજોને સરખે ભાગે શેરમાં પાશેર લઈ વાટીને નાંખવી. પછી તે ચટણીને કોઇ કલઇવાળા કે ચીનાઇ વાસણમાં મુકી તેમાં એટલું સરશિયું નાંખવું કે ચટણીની ઉપર બે આંગળ રહે. આ ચટણીને આઠ દીવસ સુધી તડકામાં મુક્યા પછી તેને વાપરવી.

**કાચી કેરીની સાધારણ ચટણી બનાવવાની રીત**—કેરી અથવા આંબલી કે પચાસ આમળાં કે ખાટાં કે બીજી કોઈ જાતની ખાટી વસ્તુની ચટણી બનાવવી હોયતો ફુદીનો, મરચાં અને મીઠાને વાટી ચટણીની ગરણી કરવી. કોયડીને મીઠા મરચાં સાથે વાટવાથી

---

૧ અરે માંસાહારીઓ ઉપરનાં શાક સારાં કે માંસ?

* કાળા તલ જેવી થાય છે અને વહેતાને ત્યાં મળે છે.

ત્યગીની ચટણી બનસે. શેકેલા જીરાની સાથે શેકેલી કલોંજી મેળવ્યાથી સુગંધીદાર પાચક ચટણી બનશે. સફેદ ડુંગળીને કાપી તેના ઉપર મરી અને મીઠું ભભરાવવાથી તથા લીંબુનો રસ નાખવાથી સારી ચટણી થાય છે અને તે કોગળીયાના વખતમાં સારી અસર કરેછે. ટોપરા, બદામ, દ્રાક્ષ, ચારોળી આદિની ચટણી પણ ઉપલા મશાલાની સાથે મેળવ્યાથી બની શકેછે. ઉપર સીરકાની ખટાઇ કરવાની રીત બતાવી છે તેની અંદર આંબાની સાખો ભોંય ઉપર ના પડી હોય તે, અને આખાં મરચાં અને આખું લસણ નાંખવાથી એ સાખો લાંબી મુદત સુધી એવીને એવી રહેછે અને ખાવામાં ઉત્તમ સ્વાદિષ્ટ હોય છે.

---

## અંગ્રેજી ચટણીઓ.

**આમલીની ચટણી**—આમલી બશેર, મરચાં પાશેર, છીણેલું આદુ પાશેર, છીણેલું લસણ પાશેર, તજ નવટાંક, જરીસ્ક[1] પાશેર, દ્રાક્ષ અચ્છેર, સાકર બશેર, મીઠું એક અધોળ, અંગુરનો સીરકો* એક બાટલી એટલું લેવું. જરીસ્ક પાણીમાં ધોઈ સાફ કરી આમલીને બે કલાક પલાળી તેને મસળી લેવી. પછી લાલ મરચાં, આદુ, લસણ અને તજ એ ચારે ચીજોને નીસા ઉપર સીરકા સાથે વાટી લઇ સર્વે ચીજોને એકઠી કરી કોઇ કલઇવાળા વાસણમાં ચુલા ઉપર મુકી ધીમી આંચે પકાવવી. જ્યારે ખુબ સુગંધી આવે ત્યારે

---

[1] એક જાતના ખાટા દાણા છે તે કાબુલ કંદહારમાં ઉગેછે અને તે વ્હોરાઓને ત્યાંથી મળશે.

* અંગ્રેજી દુકાનોમાંથી મળશે.

ઉતારી લેવી. કોઇ કાચ અથવા ચીનાઈ બરણીમાં તેને ઢાંકી રાખી મુકવી. આ ચટણી વિલાયતમાં ઘણા લોકો વાપરે છે અને તે ઘણો મુદત સુધી સારી રહેછે.

**હિંદુસ્તાની કાચીકેરીની ચટણી**—કાચી સાફ કરેલી કાપેલી કેરી સાત શેર, મોરસ ખાંડ સાડા ત્રણ શેર, અંગુરનો સીરકો બે બાટલીઓ, લાલ મરચાં પાશેર, બદામનો સાફ કરેલો મગજ અચ્છેર, ધાણા અચ્છેર, દ્રાક્ષ પોણો સેર, આદુ દોઢ પાસેર મીઠું દોઢ પાસેર, લસણ અધોળ એટલું લઇ કેરીયોનો છુંદો કરી આદુ, લસણ, ધાણા, અને મરચાં એ ચારેને સીરકા સાથે વાટી સર્વે વસ્તુઓને કલઇ વાળા વાસણમાં મુકી ધીમા તાપ તળે મુકવી અને હલાવતાં રહેવું અને જ્યારે સુગંધ આવે ત્યારે તેને બીજા વાસણમાં નાંખવી આ પ્રમાણે આ ચટણી થાયછે. આનાથી ભૂખ વિશેષ લાગેછે.

**ગુલગુલા બનાવવાની રીત**—દૂધનો માવો એક શેર, નીશાસ્તો એક તોલો, બદામનો મગજ એક તોલો, ખાંડ એક શેર, એટલું લઇ માવને નીશાસ્તાની સાથે સારી રીતે મેળવી તેનો મુઠીઆ જેવો ગોળ આકાર કરી તેની વચ્ચે બદામનો એક કકડો મૂકી તાવડીમાં ઘીવતી તળી લેવો પછી તે તળેલા ગુલગુલાઓ (મુઠીઆં)ને ખાંડની ચાસણી કરી તેમાં નાંખી દેવાં. કદાપિ માવો સારો ન હોય અને ઘીમાં શેકતી વખત ગુલગુલાઓ ભાગી જાય તો તેમા નિશાસ્તો વધારે નાંખી લેવો.

**વેઢમી બનાવવાની રીત**—અડદની દાળને પલાળી તેને વાટી તેમાં ગરમ મશાલો નાંખી તેને ઘઉંના લોટ રોટલી કરવા જેવો બાંધી તેની વચ્ચે મુકી તેની રોટલી કરવી એટલે વેઢમી થશે.

**ચણાની વેડમી**—ચણાની દાળ પલાળી તેને ઘીમાં તળી લેવી પછી તેને વાટી નાંખવી. તે પછી તેમાં પીસેલો ગરમ મશાલો નાંખી તેને રોટલી કરવા જેવા ઘઉંના લોટમાં વચ્ચે રાખી તેના લુઆ કરવા. પછી તેને આડણી ઉપર વેલણવતી રોટલી કરી શેકી નાંખવાથી રોટલી થશે અને પુરીઓ કરી તળવાથી કચોરી થશે.

**રસાજે**—ચણાના લોટને પાણીવતી કઠણ બાંધી લેઈ તેને ઘીનું મોહણ દઇ તેના કડકા કડકા કરી નાંખી હાથમાં ઘી ચોળી તે કડકાને એકઠા કરી ફરી ફરી મસળવા, પછી તે લોટને જાડી રોટલી જેવા કરી નાંખી ચપ્પુવતી તે રોટલીના ઝીણા ઝીણા અને લાંબા લાંબા કકડા કાપી તેને ઘીમાં તળી લેવા. પછી પાણીમાં વાટેલી હલદર અને વાટેલી ડુંગળી, લસણ, ઈલાયચી, મરી, ધાણા વગેરે નાંખવું તે પછી તેમાં ચપટી ચણાનો લોટ નાંખી તાપ ઉપર ઉકાલી તેમાં ઈલાયચીનો વઘાર દઇ તેને ઉતારી લેવું. ત્યાર પછી ઉપર કહેલા ઘીમાં તળેલા કકડા નાંખી દેવા. આમ કર્યાથી એક કલાક પછી ખાવા લાયક ઉત્તમ રસાજે બનશે.

**ફુલવડી બનાવવાની રીત**—ચણાના એક શેર લોટને પાણીમા શગડ જેવો મોલી તેને થાલીમાં હાથવતી થોડીકવાર સુધી મસલતા રહવુ. એ લોટ પાણીમાં નાંખવાથી જ્યારે તરી જાય ત્યારે તેમા જરીક મીઠું નાખી ચૂલા ઉપર તાવડી મૂકી તેમાં ઘી નાંખી તેની અંદર વડીઓ બનાવી તળી લેવી. હલદર, મરચાં, અને ધાણા એ એકેક તોલો લઇ તેને પાણી સાથે વાટી બશેર પાણી સાથે ઉકાળવાં અને ઉકાળતી વખતે અચોળ ચણાનો લોટ તેમાં નાંખવો. પછી તે પાકી જાય ત્યાં સુધી તળેલી વડીઓને શેર પાણીમાં પલાળી રા-

ળવી જોઈએ પછી પેલું ઉકાળેલું મશાલાવાળું પાણી તૈયાર થયે તેમાં નાંખવું. તે પછી મરી, ઇલાયચી અને લવીંગ એ અડધો અડધો તોલો અને સેકેલા ધાણા એક તોલો એ ચીજોને ઝીણી વાટી તેની ઉપર ભભરાવી દેવાથી ફુલૌરી બને છે. ઉપર લખેલી તળેલી વડીઓને છાશમાં નાંખવાથી દહીંની વડીઓ થાય છે પણ દહીંના મશાલામાં જીરૂં વધારે નાંખવું જોઇએ.

**અડદનાં વડાં બનાવવાની રીત**—અડદની ધોએલી એક ... દાળને પલાળી તેને પાણી સાથે વાટી તેને એક થાળીમા મુકી તેમાં જરાક મીઠું નાંખી તેને હાથવતી મસલતાં રહેવું. મસલતાં મસલતાં તે પીઠી જ્યારે પાણીમા નાંખવાથી તરી જાય ત્યારે તેને હાથમાં લઇ અટકળથી લીધેલા પાણીવતી તેનાં વડાં કરી તાવડામા ઘી નાંખી તળી લેવાં. તે પછી તે વડાંને પાણીમાં પલાળતા જાઇ હળદર, મરચાં, આદુ, ધાણા, મરી, લવીંગ. ઇલાયચા એ સર્વે વસ્તુને પાણીમાં વાટી અચ્છેર આંબલી અથવા આંબોળીને પલાળી તેનું પાણી કાઢી લેવું તે પાણીમાં વાટેલા મસાલો નાખી તેમાં અચ્છેર ખાંડ કે પાશેર ગોળ નાંખી તેને ચુલા ઉપર પકાવી લેઇ તેમાં પેલાં વડા નાંખી દેવાં. આમ કર્યાથી અડધા કલાક પછી વડાં તૈયાર થશે. ઊપર લખેલાં વડાંને જીરૂં નાંખેલા દહીંમાં નાંખવાથી દહીંવડાં થશે.

**મગની ખીચડી બનાવવાની રીત**.—બે ભાગ ઝીણા ચોખા અને એક ભાગ ધોએલી મગની દાળને ધોઇ સાફ કરવાં અને શેર ખીચડીમાં અચ્છેર ઘીના હીસાબે એક તપેલીમાં ઘી નાંખી, તે તપેલી ચુલા ઉપર મુકી તેમાં નાહાંક ડુંગળી (કાંદા), એક તોલો આખાં મરી, અડધો તોલો લવીંગ, અને એક રતી જાયફળ નાંખવાં

જ્યારે તે પાકીને રાતા થાય ત્યારે તેમાં ઉપર કહેલા ચોખા તથા દાળ નાંખી, ગરમ પાણી રેડી તેને ઢાંકી દેવી. જ્યારે સઘળું પાણી બળી રહે ત્યારે તેને ઉતારી લેવી. પોતાની મરજી અનુસાર ઘી નાંખે છે તે પ્રમાણે આ ખીચડી સારી નરસી થાય છે.

**વગર પાણીથી ખીચડી બનાવવાની રીત**—એક ભાગ મગની દાળ અને બે ભાગ ચોખાને ધોઇ સાફ કરી શેર ખીચડીએ એલાયચી, મરી, અને લવીંગ એ એકેક તોલો પીસી લેવાં, અને પોતાની મરજી પ્રમાણે મીઠું લેવુ અને બશેર કુંગલીને કાપી નાંખી તપેલીમાં નીચે કુંગલી પાથરી તેના ઉપર ખીચડી પાથરવી, વળી તેના ઉપર કુંગલી પાથરી તેના ઉપર ખીચડી પાથરવી, વળી તેના ઉપર કુંગલી પાથરી તેના ઉપર ખીચડી પાથરવી અને તે પ્રમાણે પટ દેતા જઇ દરેક પટ ઉપર મસાલો અને મીઠું નાંખતા જઇ તે તપેલીના ઉપર બેસતું ઢાંકણુ દઇ કણક વતી સજ્જડ કરી દેઇ તેને આછા તાપ ઉપર મુકવી. પછી ખીચડી થશે.

**ખીર બનાવવાની રીત**—ઝીણા ચોખા એક શેર, કંદ એક શેર, દુધ એક શેર લેવુ અને ચોખાને સાફ કરી તે ચોખાને કંદનું શરબત કરી તે શરબતને તથા બે ટીપા કેવડાના અંતરને એક તપેલીમાં નાંખી દેઇ તેમાં દુધ તથા ઘી નાંખી બે રતી ફટકડીનો ચુરો તેમાં નાંખી ને તપેલીના ઉપર ઢાંકણુ મૂકી તેને કણકવતી સજ્જડ કરી દેઇ તાપની ધીમી આંચ ઉપર તે તપેલી મૂકવી. આ પ્રમાણે ખીર થશે.

**દીલબહાર બનાવવાની રીત**—કાચા અણું (પોપટા) અને બટાટા એકેક શેર લેઇ ચણાને ઝાડમાંથી લેઇ તેને છોલીને સા-

ફ કરી નાંખવા તેમજ બટાટાને છોલીને સાફ કરી નાંખવા તેના બબે જો મોટા હોય તો ચચાર કકડા કરવા. પછી એક પોટલીમા બે તોલા ધાણા બાંધવા, અને બીજી પોટલીમાં એક તોલો જીરૂં બાંધવું અને તે પોટલીઓની સાથે ચણા તથા બટાટાને બીમાં તળી લેવા પછી પોટલીઓ બહાર કાઢી લેઇ ભરાયેલા ચણા તથા બટાટાને એક વાસણમા મુકી છાંડી સારા ઝીણા ત્રણશેર ચોખાને ધોઈ સાફ કરી મુકવા. તે પછી નવટાંક ધી તપેલીમાં નાંખી તે તપેલી દેવતા ઉપર મૂકી તેમાં એક તોલો એલચી, એક તોલો મરી, અડધો તોલો લવીંગ અને પા તોલો જાયફલ નાંખવું. જ્યારે ધી કકડવાથી ઇલાયચી, લવીંગ, આદિની સુગંધ આવે ત્યારે તેમાં ઉપર લખેલા ચોખા નાંખી બેવાર હલાવી ઊકાળી લેવાં. તે પછી એક બીજી તપેલીમાં પોણો સેર ધી નાંખી તે ચુલા ઉપર મૂકી તેમાં પાશેર ડુંગળી અને નવટાંક લસણ નાખવું અને જ્યારે તે રતાશપર આવે ત્યારે તેમા ઉપર લખેલા ઉકાળેલા ચોખા નાંખવા. તેને પણ બે વાર હલાવી ઊતારી લેવા. તે પછી ત્રણ તોલા મીઠું, નવટાંક ધાણા, પા તોલો જીરૂં એટલાને ચાર શેર પાણીમાં ઊકાળી તે પાણીમાંથી જીરા તથા ધાણાને કાઢી લેઇ તે પાણીમાં લસણ, ડુંગળી, જાયફળ, લવીંગ, ઇલાયચી જીરૂ આદિનો વઘાર કરી દેવો પછી એક તપેલીમાં અચ્છેર ધી નાંખી તે ઊપર લખેલા ચોખા પાથરી તે ઊપર ચણા અને બટાટા જે પહેલેથી તૈયાર કર્યાં છે તે પાથરી દઇ તેના ઉપર વળી ચોખા પાથરવા અને એ પ્રમાણે પટ દઇ દેવા. પછી ધાણા તથા ગીહાનું વઘારેલું પાણી તેમાં ભરી દેવું. પછી એક તોલો તજ, એક તોલો

તમાલ પત્ર, કાશ્મીરી જીરૂં પા તોલો, એ ત્રણેની જુદી જુદી પોટલીઓ કરી તેમાં મુકી દેવી. પછી તે તપેલીના ઊપર બેસતું આવે એવું ઢાંકણુ દઇ તેને કણુકવતી સજ્જડ કરી તે તપેલીને અડધા કલાક સુધી ધીમા તાપ ઊપર રાખી ઊતારી લીધાથી દીલ બહાર બને છે. આ ભોજનને મુસલમાન લોકોએ પોતાના નામથી પ્રસિદ્ધ કર્યું છે અને તેમાં તે લોકો માંસ વાપરે છે.

**સમોસા બનાવવાની રીત**—લીલા ચણાને ધીમાં તળી તેને વાટી એલચી, મરી, લવીંગ, તજ, જીરૂં, શેકેલા ધાણા એટલાને પીશી તેમાં નાંખી તેનાં મુઠીયાં કરી તે મુઠીયાંને ઘઊંની કણુકના લુઆ કરી તેની અંદર મુકી બરોબર મેળવી એક તપેલી કે તાવડીમાં ઘી નાંખી તેની અંદર તળી લેવાં આવી રીતે બટાટાના સમોસા પણ બની શકે છે.

હાલના જમાનામાં ઇંગ્રેજી ભણેલા લોકોનો શોખ ડબલ રોટલી અને બીસ્કુટ આદિ ઊપર વિશેષ જોવામાં આવે છે અને તેથી તેઓ પોતાનો ધર્મ મુકી તે ખાવાને હોટલ વગેરેમાં જાય છે. માટે ઇંગરેજી ભણેલાઓની સ્ત્રીઓને અમારી ખાસ ભલામણ છે કે તેઓએ પોતાના ઘરમાં ડબલરોટી અને બીસ્કુટ આદિ બનાવી પોતાના પતિઓને હોટલોમાં જતા અને ધર્મ મુકતાં અટકાવવા.

**ડબલ રોટી અને બીસ્કુટ જેથી બની શકે છે તે ખમીર બનાવવાની રીત**—ઘઊંનો લોટ એક પાઉન્ડ [૩૮ તોલા], રાતી ખાંડ દસ તોલા, મીઠું એક અધોળ, પાણી વીશ શેર એ સર્વેને ભેગા કરી કલાક સુધી ઉકાળવાં. જ્યારે તે ખૂબ ઉકળી જાય ત્યારે ઉતારી લેઇ લગાર ટાઢું પડે ત્યારે એક શીશીમાં ભરી લઇ તેના

ઊપર સખત બુચ મારી લેવો. પછી તેને ચોવીશ કલાક સુધી રાખી મુકવાથી ઉત્તમ ખમીર બનશે. અને અઢાર શેર લોટમા એક શેર ખમીર મેળવવો જોઇએ.

**બીસ્કુટ બનાવવાની રીત**—અચ્છેર સોજીને લોટની માફક બાંધી તેમાં નવટાક ઘી અને એક અધોળ ખાંડ નાંખવી. તેમાં ઉપર લખેલો ખમીર પણ એક તોલો નાંખવો. પછી તેને સારી રીતે મસળી તેની નાની નાની ટીકડીઓ કરવી. પછી તે ટીકડીઓને સંચામાં અથવા દેવતા ઉપર કોઇ સ્વચ્છ વાસણમાં મુકી શેકી લેવી.

**મીઠાં બીસ્કુટ બનાવવાની રીત**—ઘઊંનો લોટ, મોરસ ખાંડ અને ઘી સરખે ભાગે લઇ તેને દૂધ સાથે બાંધી તેની ઉપર લખ્યા પ્રમાણે ટીકડીઓ કરી તેના બીસ્કુટ બનાવવાં

**જીંજર (સુંઠનો) બીસ્કુટ બનાવવાની રીત**—ઉપર લખેલી ચીજોમાં સુંઠ મેળવવાથી જીંજર બીસ્કુટ બને છે.

**ડબલ રોટી બનાવવાની રીત**—અશેર લોટમાં પાતોલો સોડા અને પા તોલો ટાર્ટેરીક એસીડ મેળવી નો નરમ બાંધો તેને કલઇના અથવા કાંસાના સંચામાં અથવા કાવે તેમાં મુકી તે વાસણનું મ્હોં સખત બંધ કરી તેની ચારે બાજુએ દેવતા મુકી દેવો. પછી થોડીકવાર પછી તે દેવતા ખસેડી નાંખી તે વાસણમાં થયેલી રોટલી કાઢી લેવી. આ પ્રમાણે ડબલ રોટલી બને છે.

**ડબલ રોટલી બનાવવાની બીજી રીત**—ચણાની દાળ પલાળી તેનું પાણી લેઇ લઇ તે પાણીને એક શીશીમાં બંધ કરી ચોવીસ કલાક સુધી તડકામાં મુકી છાંડવું. પછી તે પાણીમાં ઢીલો લોટ બાંધી ચાર કલાક સુધી રાખી મૂકવો. આ લોટને પણ પછીથી

ઉપર લખ્યા પ્રમાણે કરવાથી ડબલ રોટલી બનશે.

ઉપર ઇંગ્રેજી ભોજનો પણ હું લખી ગયોછું. હવે એમનાં કોઇ એવાં ભોજન નથી કે જેમાં માંસ, ઇંડાં આદિનો ભેળ નથી થતો તેથી તેના ભોજનો વિશે લખવાને હું અશક્તછું.

## મુસલમાની ભોજનોમાંથી જે ઉત્તમ વસ્તુઓ છે તે લખુંછું

**ગુલાબ પાલુદા**—એક શેર દૂધમાં નવટાંક નિશાસ્તે અને પાશેર સફેદ કંદ મેળવી તેને છણી લઇ તેમાં થોડુંક પાણી નાંખી તેને દેવતા ઉપર મૂકી કડછી કે ચમચા વતી હલાવતા રેહેવું. જ્યારે તે ચાસણી થઇને મધ જેવું થઇ જાય ત્યારે તેને દેવતા ઉપરથી ઉતારી, કેસરને કેવડાને પાણીમાં પીસી તેમાં નાંખવું. પછી તેને કાચ અથવા ચીનાઇના વાસણમાં ઠરાવ્યાથી ગુલાબ પાલુદા થશે. આ ગુલાબ પાલુદામાં ટોપરાં, ચારોળી આદિ ઘણું ઝીણું કરી, નાંખવામાં આવે છે.

**નાન ખતાઈ (એક જાતની રોટલી)**—સોજી એક શેર, મોરસ ખાંડ એક શેર, બદામનો છીનેલો મગજ નવટાંક, પીસ્તાં નવટાંક, ટોપરાં નવટાંક, ખડી સાકર નવટાંક, પપનસનો મગજ નવટાંક, સમુદ્રફીણ પા તોલો, એ સર્વે વસ્તુઓને ઘી સાથે લગાર લગાર શેકી, રોટલી જેવા લોટ સાથે ભેગી કરી તેની રોટલી કરવી. આ રોટલી નાનખતાઇ છે અને તે પુષ્ટિદાયક છે.

**બરફની કુલફી બનાવવાની રીત**—બશેર દુધને રાબડી જેવું કરી તેમાં અચ્છેર ખાંડ અને બે ટીપાં ગુલાબનાં અથવા બે ટીપાં કેવડાના અત્તરનાં નાંખી તેને *ટીનના સાંચામાં મુકી તેનું ઢાંકણું ગુંદરથી તેની સાથે સજજડ ચોટાડી દઇ છ શેર બરફના કડકા કરી

તેને માટીના વાસણમાં મુકી તેની અંદર ઉપલો સાંચો મૂકી દેવો. ધ્યાનમાં રાખવું કે એક સંચામાં નવટાંક કે પાશેરથી વધારે દુધ થવું ન જોઇએ. અને તે સંચાઓ બરફમાં એક કલાક સૂધી રાખવાથી માહેનું દુધ ઠરી જઇને સ્વાદીષ્ટ થશે. આ પ્રમાણે બરફની કુલફી બને છે તે ટીનના સાંચામાંથી કાઢીને ખાવી.

**સૂચના**—સ્ત્રીઓને જાણુવા લાયક ઉપયોગી બાબતો મેં આ ચોપડીમાં લખી તે ઉપરાંત બીજી કેટલીક બાબતો પુરાણ, સ્મૃતિ આદિના આધારે આપી શકાય એવી છે, પણ આ દેશની સ્ત્રીઓ તે સમજી શકવાને અશક્ત છે તેથી અને કેટલીક લખતાં સભ્યતા તૂટી જાય છે એ બીકથી, હું તે લખી શકયો નથી પણ સ્ત્રીઓ પોતાની મેળે સમજી શકે એવા હેતુથી વાર્તા રૂપે આ નાનકડું પુસ્તક મેં બે ભાગમાં રચ્યું છે તેના ઊત્તરાર્ધમાં પતિવ્રતનો બોધ કર્યો છે અને પૂર્વાર્દ્ધમાં શરીર રક્ષા તથા પાકશાસ્ત્ર વિષે લખ્યું છે તેની અંદર મારી સ્વભાષા ગુજરાતી ન હોવાને લીધે જે કાંઇ ભૂલો થઇ હોય તે વિદ્વાન વાચકવૃંદ સુધારીને વાંચશે એવી હું આશા રાખું છું.

---

* ગંજેરી લોકોની ચલમના જેવો આકાર હોવો જોઇએ, તેના ઊપલા ભાગ ઊપર ઢાંકણુ આવવું જોઇએ અને નીચલો ભાગ એવો રાખવો કે માંહેથી દૂધ નીકળી ન જાય.

આ પુસ્તકમાં શેર ૪૦ રૂપીયાભારનો સમજવો.

ઇતિ  સમાપ્ત.

